# લટકાળી લલિતા

કે

# પ્રેમની દેવી.


રચનાર,

ઉસમાનભાઇ કરીમભાઇ ખત્રી.

ઉંઝા.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

દામોદર હિરાલાલ બુકસેલર.

ખંભાત.

આવૃત્તિ ૧લી. પ્રત ૧૦૦૦.

સને ૧૯૨૪.

કીંમત ૨-૦-૦.

# ઉપોદ્ઘાત.

આ પુસ્તકના વાંચક વર્ગને (પુસ્તકની) બાબતમાં પ્રસ્તાવના રૂપે કંઇ પણ કહેવું જોઇએ. હાલમાં કેટલાક પુસ્તકોની પ્રસ્તાવનાજ લખવામાં નથી આવતી અને કેટલાકની લખવામાં આવે છે તો તે નજીવી અને સંબંધ વગરની હોય છે. પુસ્તક નાનું અથવા ગમે તેવું મોટું હોય પણ પ્રસ્તાવનામાં પુસ્તકનું તાત્પર્ય તથા રહસ્ય સમજાવ્યું હોય તો વાચક વૃન્દને તે પુસ્તક સંપુર્ણ રીતે સમજાયાથી ફરીફરી મનન કરવાનું (વાંચવાનું ) મન થાય છે.

માણસની જીંદગી તપાસતાં તેમાં ભિન્ન ભિન્ન પ્રકારનું હેર-ફેર પણું નજરે આવે છે, અને તેમાં અનિયમિતપણે અથડાઈ કુટાઇ પોતાની જીંદગી પૂરી કરતું હોય એમ આપણને દેખીતી રીતે લાગે છે, કોઈ પણ પ્રકારની નિયમીત વ્યવસ્થા હોય એમ જોવામાં આવતું નથી. તેથી જીંદગી ગુચવણોથી ભરેલી લાગે છે.

સંસારમાં નેકી અને બદી, પુણ્ય અને પાપ, યશ અને અપયશ, જન્મ અને મરણ એ મહાન પ્રભુએ નિર્માણ કરેલા બે જુદા જુદા માર્ગ છે. બદીથી ચાલનાર માણુસ આડે માર્ગે ચઢી જઇ દુરાચરણમાં પ્રવર્ત થાય છે. અને તે માર્ગમાં સારાસારનો વિચાર કર્યા વિના અથડાઇ કુટાઈ સારહીન થઇ જાય છે. કલિનો અમલ માણુસ પર પુરેપુરો થતાં શિયળ, સત્ય, ધર્મ, સંપ, સ્નેહ, બુદ્ધિ, લજ્જા અને લક્ષ્મિ એ સઘળાં નાશ પામી. વ્યસન, વ્યાભચાર, જુગાર, ચોરી, અને લુચ્ચાઇમાં કુશળતા સમજી અનિતિના માર્ગમાં દોરાઇ જઇ સમય આવે કેવાં અઘોર કૃત્ય કરે છે. તે આપણે આપણી નજરે જોઈએ છીએ.

દુનિયામાં જીવ પોતાનાં કર્મથી જ જન્મે છે. કર્મથી જ મરે છે અને સુખ, દુઃખ, ભય તથા કલ્યાણને પણ કર્મથી જ પામે છે માટે ઇશ્વર બધું કાર્ય કરે છે એમ માનવું ઉચિત્ નથી, તો ઇશ્વર જીવોએ કરેલાં કર્મના ફળ આપે છે એમ માની લઇએ તો પણ જેણે જેવું કર્મ કર્યું હશે. તેવાં ફળ ઇશ્વર આપી શકશે પણ કર્મ નહિ કરે તેને તે કશું ફળ આપી શકવાનો નથી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે ફળની સિદ્ધિ તો કર્મથી જ છે. જેમ મુર્ખ માણસ ખડથી ઢંકાએલા પાણીને છોડી દઇ ઝાઝવાના પાણી ઉપર દોડે છે તેમ સ્ત્રી લંપટ પુરુષોનો સ્વભાવ સ્ત્રીઓની વાર્તાને ક્ષણે ક્ષણે મનન કરવાનો હોય છે. " તેવા માણસો બકરીના ગળાના આંચળ જેવા વ્યર્થ ભુમિપર ભાર રૂપ થઇ પડે છે. "

નેકીથી ચાલનાર માણુસ ઇશ્વરનો ભક્ત દયાળુ, શાંત ધર્મને પ્રવર્તાવનાર અને લોક હિતાર્થને માટે આત્મભોગ આપનાર સત્ય, દયા, પવિત્રતા, અહિંસા, બ્રહ્મચર્ય, દાન, યોગ્ય અયોગ્યનો વિવેક, જપ, તપ, ઇત્યાદિ કર્મોમાં પ્રવર્ત રહી. મહાત્માઓની સેવા કરી, ઇશ્વરનું ભજન કિર્તન કરે છે. જો માણુસ સેવા પૂજામાં દેહ સમર્પણ કરે તો ભગવાન્ પ્રસન્ન થાય છે. કેમકે માણસોનો અવતાર પુરુષાર્થને આપનાર છે, અને દુર્લભ છે. વાસ્તે ઇશ્વરના ચરણને શરણ રહેવું યોગ્ય છે; કેમકે ઇશ્વર સર્વ પ્રાણીઓનો આત્મા હોવાથી શ્રેષ્ટ અને પ્રિય છે, તેટલા માટે મનુષ્ય દેહ ધારણ કરી આત્માના કલ્યાણને માટે સમજુ માણસે યત્ન કરવો જોઇએ. અને સર્વ પ્રાણીયોપર દયા અને સ્નેહ રાખો; કેમકે દયાથી ભગવાન પ્રસન્ન થાય છે. અને જ્યારે પ્રભુ પોતે પ્રસન્ન થાય છે ત્યારે કોઇ પણ વસ્તુ દુર્લભ રહેતી નથી. અને પ્રારબ્ધગતિથી પોતાની મેળે જ પ્રાપ્ત થાય છે. તો

માણસ અંતર્યામી ભગવાનને પોતાનો આત્મા અર્પણ કરી મોક્ષ ગતિને પામે છે એજ સતકર્મનું ફળ છે.

છેવટે લખનાર વાંચક વર્ગને તેમની સમક્ષ આ પુસ્તક રજુ કરતાં એટલી આશિષ માંગે છે કે આ સંસારમાં દેખાતી અનેક પ્રકારની અથડામણો અને ગુચવણોનો એથી કંઈક સંતોષકારક ખુલાસો મેળવી વાંચનાર પોતાની બુદ્ધિમાં શાંન્તથી આગળ વધવાને ભાગ્યશાળી થાય. અસ્તુ.

લી. આપનો હિતેચ્છુ
ઉસમાનભાઈ કરીમભાઈ ખત્રી.



## અનુક્રમણિકા.

# શુદ્ધિપત્રક.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૯ | ૧ | યદિકદાચિત્ | યદાકદાચિત્ |
| ૫૭ | ૨૧ | ધમે | ધર્મે |
| ૬૩ | ૨૨ | બ્ઢોત | બ્હોત |
| ૬૭ | ૨૨ | સ્વમવત | સ્વપ્નવત્ |
| ૭૨ | ૭ | કદી | કહી |
| ૭૫ | ૨ | અવાવરૂ | અવાગરૂ |
| ૯૨ | ૭ | અત્યારે | અત્યાર |
| ૧૦૩ | ૨૪ | રાતોરાત | રાનોરાન |
| ૧૧૧ | ૧૪ | નાહે | નહિ |
| ૧૨૪ | ૭ | પ્રાતકાર | પ્રતિકાર |
| ૧૨૬ | ૨૨ | તયાર | તૈયાર |
| ૧૨૭ | ૧ | ઝાતીપર | છાતીપર |
| ૧૨૭ | ૧૭ | તેટટલોજ | તેટલોજ |
| ૧૩૭ | ૨ | થુક્ત | યુક્ત |
| ૧૪૪ | ૩ | જાઈ | જોઈ |
| ૧૫૬ | ૭ | યત્કિચિત | યત્કિંચિત |
| ૧૫૯ | ૮ | દરવાનો | દરવાજો |
| ૧૬૫ | ૯ | ઉપાસ્થત | ઉપસ્થિત |
| ૧૭૬ | ૧૩ | ક્ર્યા | કર્યો |
| ૧૮૨ | ૨૩ | મારા પિતા | મારા માતાપિતા |

# લટકાળી લલિતા

## કે

# પ્રેમની દેવી ?

---

## પ્રકરણ ૧ લું.

---

### પ્રેમઘેલી બાળા.

મધ્યાન્હ સમય થવા આવ્યો છે. સ્તંભતિર્થના મધ્યભાગમાં સરિયામ રસ્તાપરના એક સુંદર મકાનની બારીપર હાથ ટેકવી એક તરૂણ બાળા વિચારમા ઉભી રહેલી આપણી નજરે પડે છે. આપની નવલકથાનો નાયક ચંદ્રશંકર તે રસ્તેથી પસાર થતો લલિતા તરફ પૂર્ણ પ્રેમભરી દૃષ્ટિ ફેંકી ચાલતો થયો. ચંદ્રશંકરને જોતાંજ લલિતાના મુખમાંથી પુનઃ ઉદ્ગારો નીકળી પડયા.

"દર્ દર્શન ગયા મેલી, ઉદાસી જીંદગી જાગે;
હવે વ્હાલા કરો કૃપા, મનની ઇચ્છા સફળ થાયે.

"વ્હાલા તમારી મોહબત તેજ મારી જીંદગી છે, તમારો સ્નેહ તેજ મારા જીવનની દોરી છે. અને તેથીજ આજદીન સુધી ટકી રહીછું, તમારા પ્રેમ પાસમાં સપડાયેલી પંખીણીને તમારા સિવાય કોઇ છોડાવનાર નથી. મારા માતા પિતા આ ફાની દુનિયાનો ત્યાગ કરી, સ્વર્ગે સિધાવ્યા. અને આ દુઃખણીને સંસાર સમુદ્રની અંદર

ધકેલી ચાલતાં થયાં, તેમના વિયોગનું દુ:ખ મારા અંતઃકરણને અતિશય રીબાવ્યા કરે છે, પણ તમારો પ્રેમ યાદ આવતાં તે દુ:ખને વિસારી દઇ તમારા નામની માળા જપુંછું. તમારા સિવાય આ સંસાર સમુદ્રની અંદરથી તારનાર કોઇ નથી, મારા કાકા કાકીનો સ્નેહ મારા ઉપર હોવા છતાં, તમારા દર્શન વિના કંઇ ચેન પડતું નથી. તમારા દર્શનની અભિલાષી આપના મુખાર્વિંદને જોવાને વ્યાકુળ બનેલી વિરહ ઘેલી બાળાના હસ્તમાં પરતંત્રતાની બેડીઓ હોવાથી આપના દર્શન દુર્લભ છે. પ્રભુ! સ્હાય થા! અને મારા મનગમતા મુગટને મેળવી આપ." બોલતાં લલિતા તર્ક વિતર્કના મહાસાગરની અંદર ઝોલાં ખાવા લાગી. વિચાર રૂપી મચ્છે તેના મનને દિવાનું બનાવી દીધું. તે સંસારરૂપી મહાસાગરમાં અથડાતી આમ તેમ જોતી નીચેના ઉદ્ગારો કાઢવા લાગી.

"સ્મૃતિ છે એજ મુખડાની, ન દેખી હું દુ:ખી છું રે;
ગૃહીજો બાંયતો લજ્જા, તમારાની તમોને છે." (કલાપી)

"પ્રિય ચંદ્ર ખરેખર તમે ચંદ્રસમાન શીતલ છો. તમારા શીતળ પ્રેમની લહેરો મારા હૃદયને ચીરી મારા અંતઃકરણમાં પ્રવેશ કરી મારા જીગરને શાંન્ત કરે છે.

"સખી કુમુદીની ચંદ્રના દર્શનથી પ્રફુલ્લિત થાય છે. તેમ તમારા દર્શનથી મારૂં હૃદય પ્રફુલ્લિત થાય છે. ચંદ્ર જ્યાં ફરે છે ત્યાં સખી કુમુદીની પોતાનું મુખ ફેરવી ચંદ્રના દર્શનનીજ અભિલાષા રાખે છે, અને પાછા ક્યારે પધારશે એમ વિચારો ઉદ્ભવવાથી પોતાની ડાળીને જુકાવી જુકાવીને તેનેજ વંદન કરે છે. તેમ મારૂં અંતઃકરણ તમારા મુખાર્વિંદને જોતાંજ ચક્ષુઓથી નીહાળી નીહાળી તમારા પ્રેમનીજ પરીક્ષા કરે છે. હમેશાં સુતાં બેસતાં ઉઠતાં આપના નામનીજ માળા જપુંછું. આપના વિના એક પળ પણ ચેન પડતું નથી. હું

જ્યાં જોઊછું ત્યાં તમારૂં મુખારવિંદ મારી સમક્ષ જણાય છે. તમારા મંદહાસ્યથી તમારા પ્રેમનાં કિરણોએ મારા હૃદયને ચીરી શરમના પડદાને દુર હઠાવી, લજ્જાનો ત્યાગ કરાવ્યો છે.

"વ્હાલા, મારૂ તન મન અને ધન આપને અર્પણ કરી ચૂકીછું. આપના વિના આ દુનિઆ મારે નકામી છે. સંસાર રૂપી સમુદ્રમાંથી તારનાર આપના વિના મારૂં કોઇ નથી, આપના પ્રેમની યાચના કરૂંછું. મારા બળતા અંતઃકરણને શાન્ત કરનાર આ ભવસાગરમાં આપના વિના કોઇ નથી. હે પ્રભુ! મારા અંતઃકરણની અભિલાષા પૂર્ણ કરજે.

" પ્રેમને કારણો સાથે સમ્બન્ધ કંઇએ નથી.
કારણ પ્રીતિનું પ્રીતિ લક્ષ્મી તે બધી." કલાપી.

" ધન માલ ઝરૂખા વાડી ગાડી આ સર્વ દુનિયાના તોફાની સાધનો તમારા સિવાય નકામાં છે તમારો સ્નેહ તેજ મારૂ ખરૂં સુખ અને સાહ્યબી છે સર્વ સંસારી સુખના સાધનો પ્રેમ આગળ નકામા છે, જેમ કે—

यद्वीचीभिः स्पृशसि गगनं यच्च पातालमूलम् ।
रत्नै रुद्दी पयसि पयसायत्ति धत्से धरित्रीम् ।
धिक्सर्वंतत्तवजलनिधेय यद्विमुच्या श्रुधारा: ॥
तीरे नीरग्रहणरसिकेनाध्वगेनोझ्झि क्षतोऽसि ॥

અર્થ—હે સાગર! મોજાંવડે તું ગગનને સ્પર્શ કરે છે, રત્નો વડે તું પાતાળને પ્રકાશિત કરે છે, અને ધરતીનું તું આચ્છાદન કરે છે; ત્હારા એ સર્વ પરાક્રમને ધિક્કાર છે. કારણ પાણી લેવાનો રસિયો પ્રવાસી ત્હારા તીર ઊપર આંસુની ધારાઓ મૂકી ત્હારો ત્યાગ કરે છે. (પ્રકીર્ણ) તેમ આ સંસારના અર્ધ દગ્ધ પ્રેમી મનુષ્યો પ્રેમના રાહને પિછાન્યા વિના તારા રસ્તામાં અથડાઇ ભુલા પડે છે.

"સ્વાર્થી મનુષ્યો પૈસાની ખાતર પ્રેમ રાખનાર ખરા પ્રેમને જાણતા નથી, પણ પૈસાને ખરો પ્રેમ સમજે છે. અને સંસારને ઝેર સમાન કરી, રખડી રઝળી પોતાનું જીવન દુઃખી હાલતમાં ગાળે છે. તેવા મનુષ્યો કોઇ દિવસ સુખી થતા નથી.

" સંસારમાં શું કામના ધન માલ બગીચા દ્રવ્યને,
પ્રેમ હીન મનુષ્યો આથડે મૃગ જળ સુખ જોઇને."

"તૃષાથી પીડાતો મૃગ, મૃગજળ જોઇને નાસે છે તેમ તેમ ઝાંઝવા દુરના દુર દેખાતા જાય છે આખરે નિરાશ થઇ જળ નહિં મળવાથી પ્રાણનો ત્યાગ કરે છે. તેમ દ્રવ્યને માટે પ્રેમ રાખનાર મનુષ્યોનો પ્રેમ જ્યાં સુધી દ્રવ્ય મળે ત્યાં સુધીજ રહે છે. પછી પળવાર પણ ટકી શકતો નથી, અને પોતાના જીવનમાં અગ્નિનો દાહ પ્રગટાવે છે.

"પ્રેમ તારો રાહ અજબ તરેહનો છે, તારા રાહમાં આવનાર મનુષ્યો સંસાર સમુદ્રમાં ગોથાં ખાતાં જણાય છે. જ્યાં તારો વાસ છે ત્યાંજ સ્વર્ગનાં સઘળાં સુખો સરજાયલાં છે. ખરાં પ્રેમી મનુષ્યોનો મેલાપ થતાં તે સ્વર્ગના સુખોને પણ વિસરી જાય છે. પ્રેમી મનુષ્યોને પોતાના પ્રણયી સિવાય ચેન પડતું નથી, આહાર, નિદ્રા અને ભયનું પણ બીલકુલ ભાન રહેતું નથી, તેમ મને ખાવા પીવાનું ભાવતું નથી, નિદ્રાએ ત્યાગ કર્યો છે; મારા શરીરની મને જેટલી ફિકર નથી તેથી વિશેષ મારા ચંદ્રની ફિકર છે. એણે મારા હૃદયને ચોરી લીધેલું છે. તે ખરેખર મારા હૃદયનો ચોર છે.

" જેના અંતઃકરણની અંદર શુદ્ધ પ્રેમ હોય છે, તેનોજ સંસાર અમૃત સમાન હોય છે. પ્રભુ તેમના અને મારા અંતઃકરણની અંદર તેવોજ પ્રેમ રાખે. પ્રભુ ! દીનદયાળ તારી રંક બાળા ઉપર કૃપા કરી મારી આશાઓ સફળ કર, તેજ મારા તન મન અને ધનને હરી

લેનાર ઠગારો છે. તેજ મારા હૃદયનો ચોર છે, મારા હૈયાને હરિ લેનાર મારા માથાનો મુગટ છે. તે મારા હૈયાનો હાર છે, તેને હર હમેશાં મારી ડોકમાં પહેરી રાખીશ.

"આવ. મારા હૈયાના હાર!" આવ કહેતાંજ તેને કાંઇ સાંભળ્યું, તેને કોઇ બોલાવતું હોય એમ લાગ્યું. પોતાના મનને કાબુમા રાખી હંસગતિની ચાલ ચાલતી તરૂણ બાળા ચાલતી થઇ.

## પ્રકરણ ૨ જું.

### ખબરદાર આગળ વધ્યા તો જાનથી જશો ?

મધ્ય રાત્રીનો સમય હોવાથી નગરમાં સર્વત્ર અંધકાર વ્યાપી રહ્યો છે, દરિયા તરફથી આવતા મંદમંદ શિતળ પવનની લહેરોથી આખા નગરમાં પ્રાણી માત્ર નિદ્રા દેવીને શરણે પડેલાં છે. તમરાનો અવાજ શિયાળવાના હુકાહુકનો ધ્વનિ નિડરોનાં કાળજાં ઉથલાવી નાંખે તેવો થયા કરે છે. શંકાશીલ શ્વાનનું ભસવું વખતોવખત થયા કરે છે.

મ્યુનિસીપાલીટીના ઝાંખા દીપકનું અજવાળું ફાનસને ભેદી બહાર નિકલતું નહિ હોવાથી અંધકાર તેજ સ્થિતિમાં પોતાની મર્યાદા છોડતો નથી.

આવા સમયનો લાભ લઇ એક જુવાન પુરૂષ કાળા વસ્ત્ર ધારણ કરી એક ખુણાની અંદર સંતાઇ ઊભેલો આપણી દ્રષ્ટીએ પડે છે. અંધકારથી તેણે ગરદનથી તે પગની પાની સુધી કાળો ઝભ્ભો પહેરલો હોવાથી આવી અંધારી રાત્રે તે કોણ છે તે ઓળખી શકાય તેમ નથી તેથી તેને ઓળખી કાઢવાની હિંમત ચલાવવી તે નુકસાનમાં ઉત-

રવા જેવું હતું કાળા વસ્ત્રથી ઢંકાએલો પુરૂષ વખતો વખત પોતાના ઊભા રહેલા સ્થાનેથી ખસી આમ તેમ નજર ફેરવતો કોઇને આવવાની રાહ જોતો હોય એમ વારંવાર પોતાના સ્થાનેથી ખસવાથી માલુમ પડતું હતું.

થોડીવાર પછી કોઈ આવતું હોય એવો પગરવ થવાથી સંતાએલી જગાએથી જરા આગળ આવી જોવા લાગ્યો, તુરતજ એક જુવાન પુરૂષ તેના આગળ આવીને ઊભો રહ્યો, તેણે પણ શ્યામ વસ્ત્ર ધારણ કરેલાં હોવાથી નવો આવનાર પુરૂષ પણ ઓળખી શકાતો નહતો.

તેના હસ્તમાં ગુપ્ત ફાનસ ઝાલેલું હતું અને બીજા હાથમાં રેશમની દોરીનો દડો પકડેલો હતો. તે પુરૂષને આવતાંજ પ્રથમ આવી ઊભેલા પુરૂષે તેની સાથે થોડીવાર વિચાર કર્યા બાદ બન્ને ધીમે ધીમે સંતાતા છુપાતા આગળ ચાલવા લાગ્યા. કાળા કૃત્ય કરનાર બન્ને વેશધારી પુરૂષો અગાઊથી નિર્ણય કરેલી જગાએ આવીને થોભ્યા, બન્ને પુરૂષો એક સુંદર હવેલી નીચે ઊભા રહી નીચી ઉંચી દૃષ્ટિ કરી બારીકીથી જોવા લાગ્યા. પણ તેમની દૃષ્ટીએ કાંઇ નહિ જણાયાથી મકાનની પાછલી બાજુએ જઇ ધીમેથી સીટી મારતાંજ એક સ્ત્રીએ બારીએથી ડોકીયું કર્યું ને વાદળામાં છુપાયેલો ચંદ્ર વાદળાંને ભેદી પૃથ્વી તરફ પોતાનો પ્રકાશ ફેંકે છે. તેમ તેને બન્ને આવનાર પુરૂષો તરફ નીચી વળી જોયું તેથી બીજા આવનાર પુરૂષે સાથે રાખેલા ગુપ્ત ફાનસની ચાપ દબાવી ને તરતજ અંધકારને ભેદી પ્રકાશ થઈ ગયો.

તુરતજ તેણે **નંદશંકરને** જોતાંજ કોણ **નંદશંકર?** એમ પુછયું ને તેણીએ બારીના કઠેરા સાથે લાંબુ દોરડું બાંધી એક છેડો નીચે મેલ્યો, તેની મદદથી બન્ને જણ ઉપર ચડયા. રાત્રીનો સમય હોવાથી એક ડીટેકટીવ ફકીરનો વેશ ધારણ કરી બદમાસોને પકડવા ખુણે ખાંચરે

ફરતો હતો. તેણે આ બે વેશધારી પુરૂષોની વિચિત્ર ચર્ચા જોઇ તેમની પુંઠ પકડી હતી. તે થોડાજ વખતમાં તેમની પાછળ ઊપર ચડયો. અને તેઓ શું કરે છે તે મકાનના એક ખુણામાં સંતાઇ જોવા લાગ્યો. વાંચકવર્ગ ! પ્રથમ આવનાર પુરૂષ તે કપટશંકર અને બીજો તેનો દોસ્ત નંદશંકર હતો. તેઓ આવી મધ્ય રાત્રીએ અહીં કેમ આવ્યા છે તે જાણવાની આપણી જીજ્ઞાસા હશે, તે આગળ વાચવાથી સમજાશે.

મોહીની બન્ને આવનાર પુરૂષોને લઇ, પોતાના માતા પિતા જે શયનગૃહમાં સુતાં છે, ત્યાં આગળ આવી, અને કપટશંકરને એક ખુણામાં ઊભો રાખી, જ્યાં ડોશીની પથારી હતી, ત્યાં આગળ મોહીની અને નંદશંકર આવ્યા. ડોશાના શયનગૃહની અંદર દીપક પોતાનો પૂર્ણ પ્રકાશ આપી રહ્યો હતો. તુરતજ કપટશંકરે પોતાની કપટની જાળો પાથરવા માંડી, પોતાના ખીસામાંથી બેહોશીનું પડીકુ કાઢી મોહીનીના માતા પિતાને સુંઘાડયું, કે તુરતજ નંદશંકરે દીવાનો પ્રકાશ બુઝાવ્યો ને ચતુર મોહીનીએ ડોસાની કમરે હાથ ફેરવતાં ઉંડો નિશ્વાસ નાંખ્યો, તેનું મુખાર્વિંદ નિસ્તેજ થઇ ગયું. નંદ ગભરાવા લાગ્યો, પણ મોહીનીને હિંમત આપતો હતો, એટલામાં મોહીનીને કાંઇ યાદ આવવાથી નંદનો હાથ ઝાલી પથારીનો ત્યાગ કરી સામેની દીવાલ પરની ખીટીઓ એક પછી બીજી એમ તપાસતાં કુંચીઓનો ઝુમખો હાથ કર્યો ને નંદે પોતાની સાથે રાખેલા ગુપ્ત ફાનસની ચાંપ દાબી. પ્રકાશ થતાંજ કપટને જ્યાં ઊભો રાખ્યો હતો ત્યાં આવ્યાં. અને ત્રણે જણ ધીમે પગલે ચાલતાં થયાં. એક પછી બીજો અને બીજા પછી ત્રીજો એમ ખંડો પસાર કરતાં એક મોટી પેટીની પાસે આવ્યાં ને સાથે લાવેલી કુંચીઓથી તાલાનો પ્રતિબંધ ખુલતાં પેટીનું ઢાંકણું ઉઘાડયું તથા

જેમ પક્ષી ઉપર બાજ તરાપ મારે છે, તેમ ત્રણેજણુ પેટી પર તુટી પડયા. અને અંદરથી વસ્ત્રાભુષણો તથા દાગીનાની પોટલી બાંધી આગળના ખંડમાં આવ્યા, અગાઉથી સંકેત કરી મુકેલ હોવાથી મોહીનીએ તૈયાર કરી મુકેલા ભાથાની પોટલી કહેતાજ નંદે ઊપાડી ચાલવા માંડ્યું. તેટલામાં **"ખબરદાર આગળ વધ્યા તો જાનથી જશો !"** કહેતાં જ એકદમ સફેદ વસ્ત્રધારી ફકીર તેમની સામે આવી ઉભો રહ્યો. આમ અચાનક ફકીરને આવેલો જોઇ ત્રણે જણુ સ્તબ્ધ થઇ ગયા. શરીર ધ્રુજવા લાગ્યું, રોમાંચ ખડાં થઇ ગયા, અને એક બીજાની સામુ જોવા લાગ્યાં અને મૌનધારી ઊભા રહ્યા. થોડી વાર પછી મોહીની હિંમતથી જુસ્સાના આવેશમાં મોટેથી બોલી ઊઠી.

"હરામખોર, અમને અટકાવનાર કોણુ છે ?" ઓ દુરાચરણી, તને જોઇ મારા હૃદયમાં ક્રોધની જવાળાઓ પ્રગટે છે, તું હરામખોરીના શીખર ઉપર પૂર્ણ ચઢી ચૂકી છે, છતાં મને હરામખોર કહે છે તેનો જવાબ આ તમંચાથી આપી તારા પાપના પ્રાયશ્ચિતની પૂર્ણાહુતી અત્યારે મારા હાથે થવાની હોય એમ જણાય છે."

"ચૂપ, ચંડાળ તારે આ બાબતમાં વધુ બોલવાની કાંઇ જરૂર નથી, જો અતિશય લવારો કરીશ તો જાનથી જઇશ, માટે તું જે માર્ગે આવ્યો હોય તે રસ્તો પકડ, એમ છે તો લે તેનું ફળ" કહેતાંજ ફકીરે તમંચાનો ઘોડો દબાવ્યો, દાબતાની સાથે મોટો અવાજ થયો ત્રણે જણુ બાજુ ખસી જવાથી બહાર ખાલી ગયો. આ તકનો લાભ લઈ ત્રણે જણુ આવનાર ફકીર ઉપર તુટી પડયા. તે સાવધ થઈ સામો જવાબ વાળવા તૈયાર થાય તે અગાઊ મોહીનીએ એકદમ આવનાર ફકીરને જોરથી ધકકો મારવાથી નીચે ગબડી પડયો. તે તકનો લાભ લઇ ત્રણે જણુ બારીએથી રવાના થઈ ગયાં. ફકીર સાવધ થયો

અને બારીએથી નીચે ઉતર્યો. પોતાના ખીસામાંથી ગુપ્ત ફાનસ કાઢી તેમના પગલાં તપાસવા લાગ્યો. પગલું જણાતાં તરતજ તે દિશા તરફ રવાના થયો.

## પ્રકરણ ૩ જું.

### હાય! હાય! વિધાતા! આ તારી કેવી કુટિલતા?

સમસ્ત ભારતવર્ષના પુરાતન નેત્ર રૂપી વિશાળ મોહમયી (સ્તંભતિર્થ) નગરી, તેનો વિશાળ રાજમાર્ગ અને પ્રભાતનો સમય, એટલે પછી નગરની વિચિત્રતા અને મનોહરતા માટે પૂછવુંજ શું હોય વારૂ? પ્રભાતમાં લગભગ આઠ વાગ્યાનો વખત થવા આવ્યો હતો. સૂર્યનારાયણનો આકાશમાં પૂર્ણરીતે ઊદય થઇ ચૂક્યો હતો. રાત્રીની વિશ્રાંતીનો ઉપભોગ લઇને સ્ત્રી પુરૂષો પોતાના ભિન્ન ભિન્ન કાર્યોમાં ગુંથાઇ ગયાં હતાં.

વાણીઆ અને બ્રાહ્મણ વર્ગની સ્ત્રીઓ દોડાદોડ કરતી દેવ દર્શન માટે જતી જોવામાં આવતી હતી. કેટલીક સ્ત્રીઓ દર્શન કરીને પોતાના ઘર તરપ જતી આપણી નજરે પડતી હતી. શ્રીમંત સ્ત્રી પુરૂષો પોતાની ઘોડા ગાડીઓમાંજ જતા આવતા દેખાતા હતા. કેટલાક દુકાનદારો માલને સાફસુફ કરી ગોઠવતા તો કેટલાક ગ્રાહકોની વાટ જોતા, અને કેટલાક આવેલા ગ્રાહકોને તેમની ઇચ્છા મુજબ જુદા જુદા સામાન બતાવી, તેમને સંતુષ્ટ કરવાના કાર્યમાં ગુંથાયલા હતા. એ પ્રમાણે સૂર્યના પ્રકાશ સાથે ઊદ્યોગનો પણ પૂર્ણ પ્રકાશ થયેલો દૃષ્ટિગોચર થતો હતો. કેટલાક દુરાચરણી અને લુચ્ચા મનુષ્યો માર્ગમાં ગમે તેવા ટીખળ કર્યા કરતા હતા. એવા સમયમાં એ ગામમાંના એક

પથ્થરથી નાજુક બાંધેલા છાપરા વગરના અને ધાબાવાળા, ઘરમાં આપણે અત્યારે ભૂતકાળને ભેદીને પ્રવેશ કરવાનો છે.

ઘરમાં દીવાલો પર તકતા ટાંગેલા હતા, હાંડી તેમજ ઝુમરથી દીવાનખાનું શણગારેલું હતું, દીવાનખાનાના મધ્યભાગમાં એક સુંદર આરસનું ગોળ ટેબલ હતું, જેને ફરતી ખુરશીઓ ગોઠવવામાં આવી હતી. આ ફરનીચરને જોતાં એ કોઇ સાધન સંપન્ન શ્રીમંતનું ઘર હોવું જોઇએ. દીવાનખાનાની એક બાજુએ સુંદર પલંગપર વીશ વર્ષનો નવયુવાન પુરૂષ અત્યાર સુધી નિંદ્રાને આધીન થયેલો જણાય છે. તેનું મુખારવિંદ તેજોમય અને અર્ધ ઉઘાડી ચક્ષુઓથી લાવણ્યમય દેખાય છે, તે પુરૂષ લલિતાને નાનપણથી ઓળખતો હતો. લલિતા તેની નજદીકમાં રહેતી હતી બાળપણથી તેઓ સાથે રમતાં હતાં. તે પ્રથમથીજ તેના તરફ પ્રેમભરી દૃષ્ટિથી જોતો હતો, અને કેટલીક વખત બન્ને હાસ્ય વિનોદ કરતાં હતાં. તેણે પ્રથમ પરિચ્છેદમાં વર્ણ-વેલી લલિતાને તરૂણાવસ્થામાં જોઇ ત્યારથી તેનું મન દિવાનાની માફક તેના તરફ આકર્ષાયું, અત્યારે નિંદ્રામાં પણ તે તેના વિચારો કરતો. ઘડીકમાં હસ્તો, ઘડીકમાં નિશ્વાસ નાખતો હતો. અનેક વિચાર તરંગોમાં તણાતાં તણાતાં તેને એક રહસ્યમય સ્વપ્ન લાગ્યું.

એ સ્વપ્નમાં તેણે કોણ જાણે શું જોયું કે જેના પરિણામે તે **" હાય ! હાય ! વિધાતા ! આ તારી કેવી કુટિલતા !"** નિંદ્રા-માંજ એવો ઉદ્દગાર કાઢી ચમકયો-ભડકયો-કંપ્યો ? અને જાગ્યો. જાગતાંજ તે બોલી ઉઠયો.

" કોયલ આંબે ટહુકા કરે, ચાંચે સાખ કરપતિ ફરે;
ટોકુ તો પણ તે નવ ડરે, હું ઇચ્છું કે સાખજ ગરે.
( રણછોડભાઇ. )

"પ્રભુ ! તારી કળાનો પાર કોઇ પાંમી શક્યું નથી, પ્રભુ તારી ઇચ્છા આગળ મનુષ્યની ઇચ્છા નકામી છે, મનુષ્યો પોતાના તરંગોમાં હવાઇ મહેલો ચણે છે, પરંતુ ઇશ્વર ઇચ્છા સિવાય બધું નકામું છે. મનુષ્યની સ્વપ્નાવત્ ઇચ્છા જોત જોતામાં અદ્રશ્ય થઇ જાય છે.

"પૃથ્વીમાં સમાન શીળ ને સ્વભાવજ એક બીજાનું આકર્ષણ કરી શકે છે. અર્થાત બીજાનું દુઃખ જોઇને દુઃખી કોણ થાય છે ? જેને પોતાનેજ દુઃખનો અનુભવ થયેલો હોય છે તેજ. તેવીજ રીતે જેની વૃદ્ધિ થઇ છે, તેને જોઇ પ્રસન્ન તથા ખરેખરો સંતુષ્ટ થાય છે. બીજાને શી પડી છે ? ચંદ્રશંકરની દ્રષ્ટિને દ્રષ્ટિની એ પ્રસન્નતા વિશેષ રમણીય અને આકર્ષક ભાસી તેનું એજ કારણ કે, આજે કેટલોક વખત થયા લલિતાના દર્શનનો ભાગ્યશાળી થયો નહતો. તેતો આજે આમ એકાએક નિદ્રામાં પોતાને અહો ભાગ્યશાળી માનવા લાગ્યો. આમ એકાએક નિદ્રામાં પોતાની સમક્ષ હસીત મુખે આવી ઊભેલી જોઇ પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યો; પ્રભુ ! મનુષ્યના હૃદયની અંદર પ્રેમ રેડનાર તુંજ છે, પ્રેમનાવમાં બેસાડીને સંસાર રૂપી સમુદ્રની અંદર હડસેલી મુકે છે, તે ક્યાં અને કઇ જગોએ કયા વખતે કયે પાર ઉતરશે તે દેવી વિધાતાના હસ્તમાં છે. નાવિકા વિધાતા દોરી પોતાના હસ્તમાં રાખે છે, પાર ઉતારવું અથવા ડુબાવી સંસારના દુઃખરૂપી વાદળમાં દાબી દેવાનું કાર્ય તે દેવી વિધાતાનેજ સોંપેલું છે.

"વાહ ! પ્રેમ, તારો અજબ ચમત્કાર છે, તારી ખાતર હજારો પ્રેમી જંગલો જંગલ ભટકતાં થયા છે. અહાલેક જગાવી બાવા બની રહ્યા છે. મોટા મોટા મહર્ષિ ઋષિઓ પોતાનું જપ તપ ભુલ્યા છે. પ્રેમનો મહિમા કેવો નમસ્કાર યોગ્ય છે ? તેનાથી વાંસનું વન મહેલ સમાન ભાસે છે. અંધકાર એકદમ દીવા જેવો થાય છે. પૃથ્વીનું તળીયું પલંગ જેવું

થાય છે. પથર પણ સુંવાળા ઊશીકારૂપ થાય છે. કચરો કસ્તુરી થાય છે, ને બીજુ શું કહીયે? જે પ્રેમના દ્રષ્ટિપાતથી સ્નેહી યુવક યુગલ આવો ચમત્કાર અનુભવે છે. તેને નમસ્કાર કરવા યોગ્ય છે." કહેતાંજ નીચેનું કવિત લલકાર્યું.

"પ્રથમ નજરે પડતાં મને, દીવાનો થઇને હું રહ્યો;
પલક એકમાં ચાલતાં, તુજ સન મુખ હું જોતો રહ્યો.
ચંદ્રસમ તુજ મુખડું, નિહાળતાં ખુશ હું થયો;
લલિત તુજ મુખ જોઇને, ભાન હું ભુલી ગયો. (રણછોડભાઇ)

"લલિતાને જોતાંજ મારા હૃદયમાં પ્રેમ ઉદભવી ઊભરાઇ આવે છે. મારૂ હૃદય તેને મલવા તલપી રહ્યું છે." ચંદ્રશંકરના હૃદયમાં પ્રેમનો અગ્નિ સળગી રહ્યો છે, તેના હૃદયમાં બીજી કાંઇ ચિંતા નથી. ચારે તરફથી લલિતાના વિચારોએ તેના મનને ભ્રમિત કર્યું છે, તેના હૃદયમાં મંદિર કરી રહેલી લલિતા હતી. તે ઉન્મત પેઠે આમ તેમ દીવાલો તરફ તો ઘડીકમાં બારી તરફ જોવા લાગ્યો અને બોલ્યો.

"પ્રેમની દેવી તમે છો, પ્રેમ દેવા આવજો;
પ્રેમની પ્યાલી ભરીને, તમે પાવા આવજો.

"ઓહ! પ્રેમ તને હસ્ત, પગ, નેત્ર, કાન, અને ચક્ષુઓ નહિ હોવા છતાં આખુ જગત તને પોતાના હૃદયમાં સ્થાન આપે છે. છતાં તેમને દુઃખના દાવાદળમાં નાંખી દુરથી હાસ્ય કરે છે. વાહ પ્રેમ તારો ચમત્કાર અજબ તરેહનો છે તારી ખુબી ન્યારી છે.

ઓહ! લલિતા. + + + + + +

પ્રેમને ભજીએ, ભવપાર તરીએ;
મિત્રો મ્હારા, પ્રેમ સાગર તરીએ;
જુઠી આ સંસારની માયા.

તન જોબન ધન વાદળ છાયા.
ખરા પ્રેમીઓ પ્રેમીને પીછાણે એ—મિત્રો ?
રણછોડભાઇ.

તાળીઓ પાડી ગાવા લાગ્યો, બાવરાની માફક ઉન્માદ થયો હોય એમ ગાતો ગાતો નાચવા કૂદવા લાગ્યો. તેને અતિશય શ્રમ અને મગજ ઉપર વધારે અસર થયેલી હોવાથી ચક્કરી આવી જમીન ઉપર બેશુદ્ધ થઇને પડયો. ધબકારો થતાંજ તેના માતા પિતા બાજુના ખંડમાંથી આવ્યાં. અને "ભાઇ ચંદ્રશંકર" કહી તેની પાસે બેઠાં. તેને બેશુદ્ધ થયેલો જોઈ શુદ્ધિમાં લાવવા માટે ઉપચારો કરવા લાગ્યા. પ્રિય વાંચક! આ તરૂણ પુરૂષ તે બીજો કોઇ નહિ પણ બેશુદ્ધ પડેલો ચંદ્રશંકર હતો. હવે પછી આપણે તેને ચંદ્રના નામથી ઓળખીશું તેને શુદ્ધિમાં આવતા સુધી આપણા તર્ક રૂપી ઘોડાને બીજી બાજુ દોડાવીએ તમે તમારે પાછળથી આવજો હું તો આગળ જઇને બેસીશ અને તે તરફની હકીકત અંક પૃષ્ટ ઉથલાવતાંજ તમને જણાવીશ.



## પ્રકરણ ૪ થું.

### દર્દીનો કેસ કે પ્રેમનો વેશ.

" પ્રેમ તારો રંગ મગજને ખુબ ભમાવે છે;
બનાવી પ્રેમ ઘેલા તું અજબ તું ઢંગ બતાવે છે." ખત્રી.

ચંદ્રશંકરના પ્રેમમાં ઘેલી થયેલી બાળા પોતાની કાકીના બોલાવવાથી નીચે આવી હતી. તેનું મુખાર્વિંદ જેમ ગુલાબના ફુલને અતિશય ગરમી લાગવાથી કરમાયેલું હોય છે, તેમ લલિતાના મુખાર્વિંદ પર નિસ્તેજ અને ઊદાસીનતાની છાયા છવાએલી જોઈ પુત્રી

પ્રેમ રાખનારી ધનલક્ષ્મીએ પોતાની છાતી સાથે દાબી તેના ગુલે ગુલાબી ગાલ ઉપર ચુંબન કરતાં પુનઃ બોલવા લાગી.

"બેટા! લલિત તું આજે કેમ ઊદાસ દેખાય છે? તને શું થાય છે? તને જે થતું હોય તે કહે? એમ કહી ધનલક્ષ્મી તેના પ્રતિ ઉત્તરની રાહ જોવા લાગી. ઘરની ભીંડ અને પેટની પીંડ કોણ જાણી શકે? તેમ લલિતાને શું દરદ છે તે બિચારી કાંઇ બોલી શકી નહિ અને સ્તબ્ધ ઊભી રહી તેમ તેમ કાકી વધારે ને વધારે પુછવા લાગ્યા. લલિતા કાકીને જવાબ આપવાને બદલે નાના બાલકની માફક રડવા લાગી, ડુસકા ઉપર ડુસકા ખાવા લાગી અને કાંઇ જવાબ આપી શકી નહી. લલિતાની આવી સ્થિતિ જોઇ ધનલક્ષ્મીને ભિન્ન ભિન્ન વિચારો ઉદ્‌ભવવા લાગ્યા, શાન્ત બની દાઢીએ અંગુલી રાખી પુનઃ વિચારમાં પડી, આત્મગત્ત બોલવા લાગી. "ઓ પ્રભુ! લલિતાને શું થતું હશે? તેને શું દરદ થતું હશે, ત્યારે શું તેના માતા પિતા યાદ આવ્યાં હશે? ના, ના. તે પ્રમાણે આજસુધી થયું નથી, અને આજે આમ એકાએક થવું અસંભવિત છે. અમે તેના માતા પિતા કરતાં વધારે પ્રેમ રાખીયે છીએ. શું તેના કાકા ખીજ્યા હશે?" એમ ધનલક્ષ્મીને અનેક વિચાર તરંગો થયા કરે છે. એટલામાં લલિતા બેશુદ્ધ થઇ જમીન પર પડી પડતાંજ ધનલક્ષ્મી ગભરાઇ અને તેના કાકાને બોલાવવા દોડી ગઇ.

લલિતા બેશુદ્ધિમાં પણ આમથી તેમ અને તેમથી આમ પાસા બદલવા લાગી, તે શુદ્ધિમાં આવતાંજ તેના મુખમાંથી અચાનક ઉદ્‌ગારો નિકળવા લાગ્યા, ધનલક્ષ્મી અને મગનલાલ આવી પહોંચ્યા અને લલિતાને બોલતી સાંભળી ઉભા રહ્યા અને તે શું બોલે છે તે સાંભળવા લાગ્યા.

" અવગણુનો અપરાધ મારો, ચંદ્ર લક્ષે નવ લેશો;
તમારા લાભ શુભ દર્શનનો, પ્રસન્ન થઇ ચંદ્ર દેશો."
( રણુછોડભાઇ. )

આપણી નવલકથાની નાયિકા લટકાળી લલિતાના વિચારોમાં અનેક પ્રકારનાં પરિવર્તન થવા લાગ્યાં, તે પોતાના પ્રેમને અંતઃકરણુમાં દબાવી શકી નહી. પણુ ચંદ્રશંકર માટે તેના હૃદયમાં ભક્તિ ભાવ આવ્યો, તેને ચંદ્રશંકરના ગુણોની કથા અનેક મનુષ્યોના મુખથી સાંભળતાં તેના મનમાં ચંદ્રશંકરની સ્મૃતિ થયા કરતી હતી, બાજુમાં કોણુ ઉભુ છે તેનું તેને બીલકુલ ભાન રહ્યું નહિ. એટલામાં તેની બાજુમાં પડેલી ચોપડી તરફ દૃષ્ટિ ગઇ તુરત તે તેણે વાંચવા લીધી. ચોપડીને ખોલતાંજ નિચેનો શ્લોક તેના વાંચવામાં આવ્યો.

" **विनाश्रयान शोभन्ते पंडिता वनिता लताः** "

અર્થાત પંડિતો, સ્ત્રીઓ, અને લતાઓ આશ્રય વિના શોભતા નથી, એટલે કે પંડિતોને ધનવાનના આશ્રયની જરૂર છે. લતાઓને વૃક્ષના આધારની અગત્ય છે, તેમજ સ્ત્રીઓને પતિનો આશ્રય અવશ્ય હોવોજ જોઇયે.

અબળાઓને પતિ વિનાનું જીવન ભારરૂપ અને શુષ્ક લાગે છે. એમ કહેતાંજ શ્રાવણુ ભાદ્રપદ માસમાં આકાશમાંથી જેવી રીતે જળ વૃષ્ટિ થવાથી ભૂમિ ભીની થઇ જાય છે, તેવી રીતે અત્યારે લલિતાના નયનોમાંથી અશ્રુની ધારા વહેવાથી તેના વસ્ત્રનો પલ્લવ ભીનો થઇ ગયો. અને તેને સર્વત્ર અંધકારની છાયા છવાયલી દેખાવા લાગી. તેના કાકા કાકી કેટલીક વારથી ત્યાં આવીને તેની આવી અવસ્થાનું અવલોકન કરતા હતા, તેનું પણુ લલિતાને ભાન હતું નહિ. તેના કાકા કાકીની તેની આવી ખરાબ સ્થિતિ જોઇને તેને માટે તેમના

હૃદયમાં અત્યંત દયા અને કરુણા ઉત્પન્ન થઇ. તેને શાન્ત કરવાના હેતુથી તેમણે કહ્યું કે "લલિતા! તેં આજે આ શું કરવા માંડયું છે?" એમ કહેતાંજ તેના કાકા કાકી સ્હામા આવી ઉભા રહ્યા, થોડીવારે તે જમીન ઉપરથી ઉઠી.

મોન ધારણ કરી ક્ષુધા પીડીત વાઘણની પેઠે આમ તેમ ફરવા લાગી. ધનલક્ષ્મી અને મગનલાલે તેના સ્હામું જોયું, અને લલિતાના મૃદુ ભાષણની રાહ જોવા લાગ્યા. પણ તે કયાં? એકાએક લલિતા તેમના સ્હામી આવી ઉભી, ગુસ્સામાં ડોળા કાઢવા લાગી, જાણે બીવડાવતી હોય તેમ એકી ટસે જોઇ રહી. ત્યાર પછી એકદમ ખડખડાટ હસી પડી. ઉન્માદીનીની પેઠે એકદમ તે ચુપ રહી ગઇ. વળી તે હાથની આંગળી ઉપર કાંઇક ગણવા લાગી, તે ભિષણ વ્યકિત જેવું ને વિકટ હસવું, અને તે વિચારમય ગણવું જોઇ તેના કાકા કાકી બિચારા બ્હીવા લાગ્યા, અને તેમના હાંજા ગગડી ગયાં.

વળી પાછી તે ફરતી ફરતી તેમની સ્હામી આવી ડોળા કાઢવા લાગી, હોઠ પીસવા લાગી, અને જાણે કાંઇ મારવા જતી હોય તેમ હોઠ પીસી હાથ ઉગામવા લાગી. પણ થોડીજ વારમાં પાછી શાન્ત થઇ મૃદુ હાસ્ય કરતી કરતી જમીન ઉપર આલોટી પડી, નવાં સુંદર વસ્ત્ર અને શુશોભીત સુવર્ણના અલંકારો બગડે છે તેનું તેને ભાન રહ્યું નહિં. લલિતા પાછી એકદમ ઉભી થઇ ગઇ. તે શું કરે છે? શું કરશે? તે શા માટે આમ કરે છે?

આ સઘળા વિચારો તેના કાકા કાકી કરતા હતા. એટલામાં તો લલિતા તેમની પાસે જઇ ઉભી, તેણે પોતાના કપાળ પર જોરથી હાથ ઠોકયો, તરતજ ભોંય પર પડતાંજ એક ભયંકર ચીસ પાડી, તે ભયંકર ચીસ વડે આખુ મકાન પ્રતિધ્વનીત થયું. મકાનમાં આ શું?

ભયંકર ચીસ શાની ? ચીસ સાંભળી ઘરના નોકર ચાકર બધા ભેગા થઇ ગયાં. આડોશી પાડોશી આવ્યાં, સ્ત્રી પુરૂષોની ભીડ થઇ બધાએ મકાનમાં આવી જોયું તો લલિતાને બેશુદ્ધિમાં પડેલી જોઇ, બધાં સ્ત્રી પુરૂષો તરફ તાકી તાકી જોવા લાગી. પુનઃ બબડવા લાગી. વળી ભૂમિ પર આલોટવા લાગી અને હાથના આંગળા ગણવા લાગી. ત્યારે બધાએ જાણી લીધું કે તે ઉન્માદિનિ થઇ છે, તેનું ચિત્ત ભ્રમિત થયું છે. ત્હેના મ્હોડામાંથી કવચિત્ત "ચંદ્ર—ચંદ્ર" એવો શબ્દ નીકળતાં તેની કાકી ધનલક્ષ્મીએ જાણી લીધું કે તે ચંદ્રશંકરને માટે જ ગાંડી થઇ છે. કારણ કે લલિતાને ચંદ્રશંકરને ઘેર જતાં તેમજ કેટલી વાર છુપી રીતે એકઠાં થયેલાં ધનલક્ષ્મીના ભાઇએ જોયેલાં હતાં, ત્યારથી તેઓ હરવખત તે સંબંધી ધનલક્ષ્મીને કહેતા હતા. પણ તે માનતી નહતી. પણ અત્યારે ધનલક્ષ્મીને સમજયું કે " લલિતાનું મન ચંદ્રશંકર સાથે જોડાયેલું છે." પરંતુ તેનો અત્યારે સ્ફોટ નહી કરતાં પોતાના નોકર રામાને વૈદ્યને બોલાવી લાવવા કહ્યું. અને પોતાના પતિ સાથે લલિતાની સારવાર કરવા લાગી.

આ સમયે લલિતાની મનોવૃતિ સારાસાર વિચાર કરવા જેવી હતી નહી, લગભગ તેની સ્થિતિ ગાંડા જેવી ભાસતી હતી, તેના શરીરના પ્રત્યેક અવયવ—પ્રત્યેક નસમાં ધ્રુજારી થવા લાગી, તેનો ગુલાબી ચ્હેરો એકદમ ફીકકો પડી ગયો. તેની આવી સ્થીતિ જોઇ દરેક મનુષ્ય દિઙ્ગમૂઢ થઇ તેની સામા એકી ટસે ટગર ટગર જોવા લાગ્યા.

" માનસીક તંતુની નબળાઇને લીધે એમ થયું. ચક્કરમાં જ પતિ ગયું એટલું સદ્દભાગ્ય! નહિ તો કેટલીક વાર એમાંથી વિપરિત પરિણામ નિપજે છે ! "

લલિતાની પથારી પાસે બેસી વૈદ્ય ઉપર પ્રમાણે કહેતા હતા.

વૈદ્યનો સ્વભાવ માયાળુ અને બહુ દયાળુ હતો. ત્હેમણે વૈદ્યક-શાસ્ત્રનો સારો અભ્યાસ કર્યો હતો, તેઓ ગરીબોને મફત દવા આપતા હતા, અને ત્હેમને અડધી રાત્રે પણ ઉપયોગી થતા. આવીને પ્રથમ લલિતાને તપાસ્યા પછી ઉપર લખ્યા મુજબ મગનલાલને અને ધન-લક્ષ્મીને વૈદ્ય આશ્વાસન આપતા હતા.

"જલ્દી સારૂ થશે કે નહિં, વૈદ્યરાજ ?" આંખમાંના આંસુ લુંછતાં લુંછતાં ધનલક્ષ્મીએ ધીમેથી પુછયું.

"આરામ થશે હોં બ્હેન! એમ ગભરાઓ ના પણ એણે બહુ સંભાળવી જોઇએ દિવસમાં ચાર પાંચ વાર ખોરાક આપજો, દુધ, ઘી, વિગેરે પૌષ્ટિક પદાર્થો તો હમણાં નિયમસર આપ્યાં જ કરજો. તેનું મગજ ભ્રમિત થયેલું છે તેની અતિશય વિચાર શક્તિને લીધે જ પ્રકૃતિની આ સ્થિતિ થયલી લાગે છે."

"હા હમણાં તો એ વિચારમાં ને વિચારમાં આમતેમ ફરતી હતી, અને તેથા જ તેની તબીયતને નુકશાન થયેલું મને લાગે છે."

વૈદ્યરાજ બહુ દયાળુ હતા. લલિતાની પ્રકૃતિ સુધારવાને માટે યોગ્ય સલાહ આપતા હતા. અને ઔષધ આપ્યું, આમ ઘણા દિવસ સુધી અનેક ઔષધી કરી પણ જીવનની આશા રહી નહિ, છતાં આવી અવસ્થામાં પણ તેના મુખમાંથી માત્ર "ચંદ્ર" નું નામ નીકળે છે તેની આવી અવસ્થા જોઇ ચિકિત્સક વૈદ્યે કહ્યું; "લલિતા ધિરજ રાખ ચંદ્ર તને જરૂર મળશે."

તેજ દિવસથી તેને આરામ થવા લાગ્યો, પ્રતિદિન આશાની આશા આપવાથી તદન આરામ થઇ ગયો.

મગનલાલને વૈદ્યે કહ્યું કે "લલિતાનું મન ચંદ્રશંકર સાથે લગ્ન

કરવા વિચાર હોય એમ એની આજદીન સુધીની ચેષ્ટા જોતાં મને લાગે છે," ચંદ્રશંકરનું નામ સાંભળતાં જ લલિતાને જાણે કાંઇ ઔષધી મળી હોય તેમ ચેતનમય થઇ, અને વૈદના મુખ સામુ જોવા લાગી.

લલિતાની આવી સ્થિતિ જોઇ વૈદના મુખમાંથી પુનઃ ઉદ્‌ગારો નીકળી પડયા.

"આ તે દર્દીનો કેશ કે પ્રેમનો વેશ?" વૈદરાજના મુખમાંથી આમ એકાએક ઉદ્‌ગારો નિકળવાથી મગનલાલ વિચાર કરવા લાગ્યા.

મગનલાલને વિચારમાં પડેલા જોઇ વૈદે ઉદ્દેશીને કહ્યું કે;

"मनः एव मनुष्याणां कारणं बंध मोक्षयोः" મનજ બંધ અને મોક્ષનું કારણ છે, એ નિયમ અનુસાર અત્યારે તો લલિતાનું મન ચંદ્રશંકર તરફ અત્યંત ભયંકર બંધનું જ કારણ થયેલું હોય એમ સ્પષ્ટ જણાય છે. અસ્તુ.

---

## પ્રકરણ ૫ મું.

---

### દગા કીસીકા સગા નહિ.

દ્વિતીય પરિચ્છેદમાં વર્ણવેલી ઘટનાને ત્રણ દીવસ વીતી ગયા છે ભાનુ સૂર્યનારાયણના અસ્તાચલ ગમનને થોડોજ સમય થયેલો છે. રક્તવર્ણ આકાશમાં કિંચિત્ શ્યામતાની છટા પ્રસરેલી જોવામાં આવે છે.

અહીંવાળા ઝાડી પ્રદેશમાં કોઇ આરામ લેવાનું સ્થાન જણાતું હતું નહિ, પવન સુસવાટા ભેર વાતો હતો, ત્રણે જણ થાકયા જેવા જણાતા હતા.

" આપણે કાંઇ વિશ્રાંતિ લેવા જેવું સ્થાન આવે તો ત્યાં જરા આરામ લેઇએ. " મોહીની બોલી.

" હા. પણ અહીં કંઇ તેવું સ્થાન નજરે પડતું નથી. હમણાં આપણે કોઇ ગામની પાસે આવી લાગીશું."

"ઠીક જોઇયે," મોહીની લાગણી રહિત સ્વરે બોલી. આમ તેઓ વાતચીત કરતાં માર્ગક્રમણ કરતાં ધીમે ધીમે ડગલાં ભરતાં હતાં, અંતે તેઓ ઝાડી વટાવી એક ચઢાણ ઉતર્યાં કે નદીના કિનારા પાસે એક વિશાળ વૃક્ષ તેઓની નજરે પડ્યું, નંદશંકરે તે વૃક્ષ આગળ જઇને જોયું તો તે વડને વડવાઇઓએ છેક જમીન સુધી નીચે ઉતરી જમીનના ભુગર્ભમાં પ્રવેશ કરેલો હતો, તેથી તે વડના ગર્ભભાગમાં કેટલાક મનુષ્યો સંતાઇ રહે તો કોઇ રસ્તે જનારની નજર પડે તેમ હતું નહી, આ સ્થાનની વિચિત્ર ઘટનાને જોઇને તે તરતજ કપટ અને મોહીની હતાં ત્યાં પાછો ફર્યો અને બોલ્યો, " આપણે ત્યારે અહીં જરા આરામ લઇશું ? "

"હા, મારાથી તો હવે એક ડગલું આગળ વધાય એમ લાગતું નથી." મોહીની બોલી, " વારૂ તો આપણે અહીં આરામ લઇશું." કપટશંકરે જવાબ આપ્યો.

એટલું કહી ત્રણે જણ તે વિશાલ વડવૃક્ષ તળે આવ્યાં. અને તેના ગર્ભભાગમાં જઇ વિશ્રાંતિ લેવા બેઠા.

મોહિની મુસાફરીના શ્રમથી થાકીને લોથ થઇ ગઇ હતી, તેના માથાના કેશ છુટા વેરાયલા હતાં, તેના વાળની લટ તેની ડોકપર આવી શિથિલતાથી આલિંગી રહી હતી. તેના શરીરનો ભાગ સ્હેજ કંમ્પતો હતો. પવનના સુસવાટાને લીધે વૃક્ષના ડાળા અને પાંદડાઓનો ખણખણાટ કરતો અવાજ આવતો હતો. તે સિવાય ત્યાં

સર્વત્ર નિસ્તબ્ધતા વ્યાપી હતી. કપટશંકર આ દેખાવ ક્ષણભર જોઇ રહ્યો.

કપટશંકર આમ તેઓને બેઠેલા મૂકી બહાર આવ્યો અને આમ તેમ ફરતાં તેની નજરે સાથે લાવેલા ભાથાની પોટલી પડેલી જણાઇ તે લઇ પાછો આવ્યો, અને તે મોહિનીને આપી.

મોહીનીએ તુરતજ પોટલી છોડી વડના પાંતરા પર ભોજન પદાર્થ મુકયો. ત્રણે જણ નિવૃત્તિથી ભોજન કરવા લાગ્યા.

થોડીવારમાં તેઓ ભોજન કરી રહ્યાં. પાણી પીવાને માટે એક જ જામ હતું. કપટશંકરે કહ્યું. "મોહિની, આપણી પાસે માત્ર એકજ પ્યાલું છે, આપણે ત્રણેએ તેના વડેજ પાણી પીવું પડશે."

"કંઇ નહી તેમાં શું થઇ ગયું ?" મોહીની બોલી.

"ચાલો ત્યારે આપણે નદીએ જઇ પાણી પીઇયે નહી તો એક જણને અતિશય ફેરા પડશે. માફ કરજો."

"આ સ્થાનમાં કંઇ પણ મળી શકે એ તદન અસંભવિત છે, નહી તો કયાંઇથી વાસણ લાવી પાણી પાત. નંદે કહ્યું. "સારૂ ? આમ ત્રણે નદીએ જઇ પાણી પીવું શું ખોટું છે ?" કપટે કહ્યું. "ખોટું નહી તો શું ? આપ શહેરના વસનારને જંગલમાં ભટકવું, મિષ્ટાન્નના ખાના૰રને આવું આછું પાતળુ ભોજન અને આમ નદીનું પાણી પીવું કયાંથી રૂચે ? " મોહિની બોલી.

"પ્રિયે ! કપટે પ્રત્યુત્તર વાળ્યો, ક્ષણભર એમ માનો કે હું રોજ મિષ્ટાન્ન જમું છું. તો મને આજના ભોજનથી અતિશય આનંદ થવો જોઇએ, કારણ કે રોજની રોજ જે ચીજ ખાવામાં આવે તેનાથી એક પ્રકારનો કંટાળો આવે છે." આમ વાર્તાલાપ કરતાં ત્રણે જણ નદીએ જઇ હાથ મોં ધોઇ પાણી પીધું. અને પાછા વડતળે આવી ત્રણે જણ વિશ્રાંતી લેવા સારૂ સુતા.

થોડો સમય વીત્યા બાદ નંદશંકરને ઊંઘતો જાણી કપટે મોહીની સાથે નીચે મુજબ વાર્તાલાપ શરૂ કર્યો.

"મોહિની! તું કોઇ પણ પ્રકારના સંશય વિના કહી દે કે તારા મનનો ખરેખરો ભાવ શો છે? મને તો એમજ ભાસે છે કે તમે માત્ર વિનોદ વાર્તાજ કરો છો." મોહીનીએ કહ્યું.

"નહિ, નહિ. મોહીની! હું તારાથી વિનોદ નથી કરતો. હું ખરેખરા અંતઃકરણથી કહું છું કે હું તને નહી તજી દઉં," કપટે કહ્યું.

"જો તમે મને તજીને ન જાઓ તો હું તમને છોડીને કેવી રીતે જઇ શકુ વારૂ?" મોહીની બોલી.

"હું તો એમજ કહું છું કે જ્યાં સુધી આપણી સાથે નંદશંકર છે ત્યાં સુધી આપણી આશાઓ ફળીભૂત થવાની નથી." કપટે પોતાનો વિચાર દર્શાવ્યો.

"હવે વધારે દિવસ જંગલોમાં ભટકવાથી શો લાભ થવાનો છે? ઘણા દિવસથી આપણે ઘેરથી નાશી છૂટવાની જે ઇચ્છા હતી, તે પણ પુરી થઇ ગઇ. હવે વિના કારણ નંદશંકર સાથે રહેવાથી સમયનો વ્યર્થ વ્યય થવાનો છે." મોહીનીએ તેના વિચારને ઉદ્દેશીને પોતાનો વિચાર જણાવ્યો.

આમ વાતોમાં વખત ક્યાં ગયો તે જણાયું નહી જોતજોતામાં સંધ્યા વ્યતીત થઇ; પૃથ્વી પર અંધકાર છવાવા લાગ્યો; પક્ષીઓનો કલરવ કાને પડવા લાગ્યો. કપટ ઊઠયો અને બોલ્યો, "મોહીની આપ હવે આરામથી શયન કરો. થોડીવાર આરામ લીધા પછી પ્રભાત થતાંજ નંદને સૂતો મેલી આપણે બન્ને ચાલતા થઇશું." મોહીની ઉભી થઇ અને બોલી, "આપ ક્યાં જાઓ છો?" "હું ક્યાં જવાનો હતો? હું આ વડવાઇઓ પાછળ જઇ જરા લેટીશ." મોહીનીના ચહેરા પર

સ્હેજ પ્રીકાશ છવાઇ તેણે ભય વ્યંજક સ્વરે કહ્યું. "વ્હાલા! મને અહી એકલાં સુતાં બીક લાગે છે." "પણ હું કયા દૂર છું? હું પણ અહીંજ છુને આપ કહો તો આ બાજુમાંજ સૂઇ રહું, પછી?" "તો આપ અહીં સુખે આરામ કરો. હુંજ તે વડવાઇઓ પાછળ જાઇને પડી રહીશ." મોહીની બોલી. "ના, જી, એમ ના બને શું આપ અહીંના કરતાં ત્યાં વધારે સુરક્ષિત છો?" મોહીની ચુપ રહી. કપટશંકર એક વસ્ત્ર પાથરી તેના પર આડો પડયો. મોહીની પણ થોડે દૂર જઇ સુતી નંદશંકર ઉપર મુજબનો વાર્તાલાપ સાભળી તર્ક વિતર્કના મહા સાગરમાં ઝોળા ખાતો, અનેક વિચાર તરંગો કરતો હતો. આ સ્થાનમાં વડની ઘટામાંથી કોઇ કોઇ જગાએ ચંદ્રનો મંદ પ્રકાશ પડતો હતો. કપટ અને મોહીનીના તરફ નંદશંકર જોઇ રહ્યો, અને વિચાર કરવા લાગ્યો. કપટશંકરની લાંબા વખતની મિત્રાઇ છતાં, આ વખતના પરિચયે તેના મન પર જુદીજ છાપ પાડી હતી. વિચાર રૂપી મચ્છે તેના મનને ઘેરી લીધું હતું.

તે ઉઠયો અને જોયું તો કપટ અને મોહીની ગાઢ નિદ્રામાં પડેલા જણાયા. તેણે ઊંચુ જોયું આ તો મધ્ય રાત્રિનો સમય થવા આવ્યો છે. તરતજ નંદે પોતાનો ઝભો પહેરી લીધો, પોતાનું ગુપ્ત શનસ અને રેશમનો દડો પોતાની ઝોળીમાં નાંખ્યા, પોતાની દ્રષ્ટી બન્ને જણ ઉપર પડતાંજ તેને કાંઇ વિચાર થઇ આવવાથી પોતાના મનને ઉદ્દેશીને કહેવા લાગ્યો. "મધ્ય રાત્રિનો સમય થઇ ગયો છે. નીડર થઇ પડી રહેવું? હસવું અને લોટ ફાકવો બન્ને સાથે બની શકે નહિ."

"એક તો શકદાર છોએ એટલે છુપી રીતે પલાયન કરવાનું છે વાસ્તે ચાલ રાતનો સમય ઠીક છે. વાસ્તે ચાલતો થઉં નદી ઉતરી

પ્રભાત થતાંજ બાજુના ગામમાં કોઇ ધર્મશાલામાં મુકામ કરૂં."

એમ વિચાર કરે છે એટલામાં કપટ અને મોહીનીનો વાર્તાલાપ યાદ આવ્યો અને વિચાર પલટાયો, "ચાલ રામ જે મનુષ્ય આપણને અધવચ્ચ નિરાધર મુકી ચાલ્યા જવા માંગે છે, કપટે પુરેપુરી કપટની જાળ પાથરી છે તો તેને તેના કપટનો પુરેપુરો સ્વાદ ચખાડું," એમ કરી કપટ અને મોહિની સુતેલાં છે ત્યાં હળવેથી પગનો અવાજ ન થાય તેમ નંદશંકર ગયો. કપટને જોતાં જ મિત્રાઇ યાદ આવી, અને બોલ્યો, "તને સ્ત્રી હરણ કરવામાં મદદ કરી તોપણ કપટ તારી હજી નીચતા ન ગઇ. કપટ અને મોહિનીના આચરણ નઠારા હતાં તે જાણવા છતાં હું ઠગાયો. હવે હું કેટલાક વર્ષ સુધી સ્વદેશમાં જઇ શકવાનો નથી. કારણ મોહીની ગામમાંથી નાઠી તેની ખબર પોલીસને પડેલી, એક તો સ્ત્રી હરણ કર્યું અને બીજી દાગીનાની ચોરી, ગુન્હેગાર પાકા થયા છીયે. ગામમાં જવાય તેમ નથી."

"પોલીસ મુસ્કેટાટ બાંધી લઇ ગયા સિવાય રહેશે નહિ. નકામી જેલ જાત્રા ભોગવવી પડશે." તુરતજ તેને પેલો ફકીર યાદ આવ્યો. નક્કી તેણે આપણી પુંઠ પકડી હશે, વાસ્તે ચાલ તેમનું જેમ થવાનું હશે તેમ થશે. ' અણી ચૂકયો સો વર્ષ જીવે. '

"એ કહેવત મુજબ આ વખતે બચી ગયાતો. કોઇ નામ લેનાર નથી," આવી રીતનો વિચાર કરી ચાલવા જાય છે, એટલામાં તેને પાછો વિચાર સુઝયો, અને તેજ સ્થીતિમાં પાછો બબડયો.

"નંદશંકર, તું જઇશ કયાં, ઘર તરફ જવાનો રસ્તો બંધ થઇ ગયો છે. પાસે પૈઇ સરખી પણ નથી, કરવું શું ? ઠીક છે કપટશંકર કને રૂપીયા છે તે અને મોહીની ને ત્યાંથી લીધેલી દાગીનાની પોટલી છે તે લઇ ચાલતો થઉં, પૈસા છોડીને ચાલતો થાઉં ? અત્યારથી

આવા વિચારો કરે છે. તો પાછળથી શું આપવાના હતા. નિર્દયની દયા શી ? 'હણુતાને હણવો એમાં પાપ નથી.' માટે હવે કાંઇ વિચાર કરવાની જરૂર નથી, કંઇ આફત આવશે તો મનની ઉમેદ મનમાં રહી જવાની, કદાચ પોલીસના પંજામાં ફસાયા તો પૈસા હશે તો રૂશ્વત આપી છુટીશું." એમ દ્રઢ નિશ્ચય કરતો નંદશંકર કપટશંકરના માથા આગળ આવી રૂપીઆ તથા દાગીનાની બાંધેલી પોટલી ઉપાડી ચાલતો થયો. જ્યાં સુધી કપટશંકર તથા મોહીની સૂતા છે તે વડનું ઝાડ દેખાયું ત્યાં સુધી પાછળ દ્રષ્ટિ કરતો કરતો છેક નદીના પ્રવાહ સુધી આવી લાગ્યો. નદીના પ્રવાહ આગળ આવતાં જ ખમચ્યો પાણી જોરથી વહેતું હતું. સામે પાર જવાની તેની હિંમત ચાલી નહી. પુનઃ નિશ્વાસ નાંખી આમ તેમ જોતો ઉભો રહ્યો. પોતે આવા પુર જોશથી વહેતી નદીમાં તરી શકે તેટલી તેની હિમત નહોતી, પોતે છુપી રીતે ચોરી કરી નાસી આવેલો તેથી ગભરાવા લાગ્યો. તેને વિચારો ઉદ્‌ભવવા લાગ્યા. કદાચ તેઓ જાગી ઉઠશે, તો દાગીના તથા રૂપીઆ બાંધેલી પોટલી તપાસતાં ગુમ થયલી માલમ પડશે, અને મને બાજુમાં સુતેલો નહી જુએ તો તુરત મારી પુંઠ પકડશે, ચંદ્રના પ્રકાશને લઇને પોતે ઉભો છે તે કિનારે એક લાંબુ લાકડું તણાઇ આવતું નજરે પડયું; તે તણાઇ આવતા લાકડાને જોઇ હીંમત આવી, પોતાનાં વસ્ત્રો સંમેટવા લાગ્યો. અને લાકડું પોતાની નજદીક આવતાં જ ધોતીઆનો કછોટો મારતો કે નદીમાં ઝંપલાવ્યું. પરિશ્રમ વેઠી લાકડાને પકડી તેના આશ્રયથી પાણી કાપતો, પાછું વાળી જોતો સામે કિનારે પ્હોંચ્યો, અને પુનઃ વેગથી આગમન કરવા માંડયું.

ચાલો હવે આપણે કપટ અને મોહિની તરફ દ્રષ્ટિ ફેરવીએ,

તેઓ અતિશય પરિશ્રમ અને થાકને લીધે જંગલમાં એકાંન્ત જગો મળવાથી નિર્ભયતાથી આરામ લઇ રહ્યા છે. પ્રભાતનો સમય થઇ ગયો છે. ભાનુ સૂર્યનારાયણનો આકાશમાં પૂર્ણ ઉદય થઇ રહ્યો હતો વડની ડાળીઓમાંથી કોઇ કોઇ જગાએ તેનાં કિરણ પડતા હતા. મોહીનીના મુખારવિંદ પર સૂર્યનારાયણના કિરણનો પ્રકાશ પડતાં જ આળસ મરડી નિદ્રાનો ત્યાગ કરી મોહીની બેઠી થઇ, કપટશંકરની પાસે જઇ તેને ઉઠાડયો. બન્ને જણ નદીએ ગયા માટી ઘસી દંત ધાવન કરી, નદીમાં સ્નાન કરી આવતાં જ કપટને નંદનો ખ્યાલ થયો. પોતાને ઉઠયાને બહુ વખત થયેલો છે વાસ્તે ચાલો તેને સૂતો મેલી ચાલતા થઇએ, એમ વાર્તાલાપ કરતા કપટ અને મોહીની પોતે સૂતા હતા તે જગ્યાએ આવ્યા. સાથે રાખેલી ઝોળીમાંથી કાળો ઝભો ઉપાડતાં જ દાગીના તથા રૂપીઆ બાંધેલી પોટલી ન દેખતાં ગભરાયો અને નંદ જે વડવાઇઓ પાછળ સૂતો હતો ત્યાં ગયો. મોહીની તુરતજ કપટની પાછળ ચાલતી થઇ. નંદ જ્યાં સૂનો હતો ત્યાં તેને નહી જોતાં નિશ્વાસ નાંખી પુનઃ મોટેથી ગભરાટમાં "ઓ મારા બાપરે—એ" બુમ પાડી રડવા લાગ્યો. કપટશંકરને રડતો જોઇ મોહીનીનું હૃદય ભરાઇ આવ્યું તેની આંખમાંથી આંસુની ધાર વહેવા લાગી. ધીરજ રાખી આશ્વાસન આપતી પૂછવા લાગી, "હાય! હાય! કેમ રડો છો? મને તો કહો, કેમ બોલતા નથી કહીદો એટલે તેનો ઉપાય કરૂં."

મોહીનીને એકે પ્રશ્નનો જવાબ નહી મળવાથી અધીરી બની ગઇ અને કહેવા લાગી "શું નંદશંકર નથી તેથી આપ આમ રડો છો, આપણે તેને મુકી નાશી જવાના હતા તો તે આપણી આશા સફળ થઇ. ખેર તે નાશી ગયો તો ઇશ્વરેજ આપણી વચ્ચેનો કાંટો દુર કર્યો જાણજો."



દગા કિસીકા સગા નહિ. પાનું ૨૭

"ના, ના, તેમ નથી તે હરામખોરે આપણને દગો દીધો આપણું સર્વસ્વ લઇ ગયો, અને આપણને ભીખ માંગતાં કર્યાં જે હતું તે બધું લઇ પલાયન કરી ગયો. હવે શું કરવું, ક્યાં જવું, મધ્યાન્હ સમય થવા આવ્યો છે, ખાવું ક્યાંથી, પાસે એક પાઇ પણ રહી નથી, તો શું થઇ ગયું. કહેતાં જ મોહીની બોલી, 'દગા કીસીકા સગા નહિ.' આપણો દગો આપણને જ નડયો 'ખાડ ખોધે તે પડે' તે મુજબ થયું, ગભરાવવાનું કંઇ કારણ નથી. લો આ એરિંગ અને બાજુના ગામમાં જઇ તેને વેચી ખાવાનું લઇ આવો. એમ કહી કપટશંકરના હાથમાં એરિંગ આપ્યું. કપટશંકર અને મોહીનીએ બાજુના ગામ ભણીનો રસ્તો પકડયો નદીને કિનારે ચાલતાં થોડે દુર એક ગામ દેખાયું તે ભણી વળ્યા બન્ને જણ ગામની નજદીક આવ્યા. કપટશંકર અને મોહીનીએ ગામ બહાર ધર્મશાળામાં મુકામ કર્યો. ધર્મશાળાની એક ઓરડીમાં મોહીનીને બેસાડી એરિંગ વેચવા સારૂ કપટશંકર ગામમાં ગયો.



## પ્રકરણ ૬ ઠું.



### પ્રેમઘેલો ચંદ્ર.

થોડોક સમય વિત્યાબાદ ચંદ્રશંકર શુદ્ધિમાં આવ્યો, તેના માતા પિતાએ તેને આશ્વાસન આપી તેને સુઇ જવાનું જણાવ્યું.

હજી ચંદ્રશંકરના મગજમાંથી લલિતાના વિચારો દુર થયા નથી, તે વિચારમાં ને વિચારમાં પાછો નિદ્રાદેવીને આધીન થયો, નિંદ્રામાં પણ તેનું સ્મરણ કરતો હતો, એટલામાં તેણે ફરીથી સ્વપ્નામાં

લલિતાને પોતાની સનમુખ ઉભેલી જોઇ, અને બોલ્યોઃ "શું આ તારૂં લાવણ્યમય મુખ? લલિતા! લલિતા! આવ, આવ, જોઉં તારા વસ્ત્રાભુષણ." [ એમ કહી નિંદ્રામાં હાથના ચાળા કરતો બોલવા લાગ્યો ] "આ તારા ધોળા વસ્ત્રની ચોળી, લીલી ઓઢણી, અને અંગે ધારણ કરેલાં આભુષણ નિહાળતાંજ હું ચમકયો" વળી કહેવા લાગ્યો.

"દુર્લભ પ્રીતિના મનોરથના પ્રતિકુળ ભાગ્યવાળી, હું આલિંગન દઇને તારી પાસે માંગી લઉં છું કેઃ 'જો તું મારૂં કહ્યું કરવા ઇચ્છતી હોય તો તારા હૃદયમાં મને ધારણ કરી, તારા સૌભાગ્યનો મણિ ચંદ્રનેજ સ્વીકારજે;' ના, ના. લલિતા! ચંદ્રના પ્રણામને તો પાછા ઠેલવા નજ ઘટે."

[ પોતાના આશયને સ્વીકારતી હોય તેમ ] હરખાતો 'વાહ, મારા ઉપર કૃપા કરી ખરી ?' એમ કહી બે હાથ લાંબા કરી ભેટવા જાય છે. તેવાજ પોતાના હાથ છાતી સાથે અથડાયા. તુરતજ તેની આંખો ખુલી ગઇ. લલિતાને પોતાની સનમુખ ઉભેલી ન જોતાં એકદમ સ્તબ્ધ થઇ ગયો. અને વિચારના વમળમાં ગોથાં ખાવા લાગ્યો. તર્ક વિતર્ક કરતો નિચે મુજબ ઉદ્દગાર કાઢવા લાગ્યો.

ટન્-ટન્-ટન્ દરબારગઢના દરવાજાના ટાવરમાં બારના ટકોરા થયા. બાજુના દિવાનખાનામાં ચંદ્રશંકરના પિતા બેઠા બેઠા લખતા હતા. છેલ્લો ટકોરો સાંભળતાંજ તેમની દીવાલ પર ટાંગેલા ઘડીઆળમાં જોયું, અને બોલ્યોઃ " શું બાર વાગ્યા ? વખત કાંઇ જણાય છે! ત્રણ કલાક થયા! લખવા માંડેલા ચોપડા બાંધી ત્હેમણે એકઠા કર્યા. જમવાનો સમય થયા આવ્યો છે; ચાલ ચંદ્રશંકરને જગાડું," ચંદ્રશંકર જે ઓરડામાં સુતો હતો ત્યાં આવ્યા. તેને બોલતો સાંભળી તે શું બોલે છે તે છુપી રીતે સાંભળવા લાગ્યો.

" ન આશા સંધાતી નથી પડતી ભાગી જડ થકી;
મુઝાતું પ્રેમે આ ચિત, લલિત વિયોગે નકી;
થયું છે ના કાંઇ, પણ સમ ઉભો હા અહીં અરે;
લખ્યું છે વિધાતા, અતિશય વિપત્તિ દીલ દમે."

( રણછોડભાઇ ).

ઉપરનું કાવ્ય બોલી રહ્યો. ચંદ્રશંકરની નસેનસમાં " લલિતા, લલિતા. " થઇ રહ્યું, તે લલિતામયજ થઇ ગયો. લલિતાનું સુંદર સ્વરૂપ ચંદ્રશંકરના ચક્ષુઓ સમક્ષ નાચવા લાગ્યું. તે લલિતાને જોવા ઉન્મત થઇ ગયો. તે દીવાલો અને બારીઓ તરફ જોવા લાગ્યો, હૃદયમાં પ્રેમ, મનમાં ઉત્સાહ અને શરીરમાં ચૈતનના અસ્ત્ર મળવાથી ક્ષણ માત્રમા પોતાના પિતાની સનમુખ જઇ ઉભો રહ્યો. નજર કરી જોતાં બન્નેની દ્રષ્ટિ પરસ્પર મળવાથી શરમીદો થઇ ગયો. નીચે દ્રષ્ટિ કરી પોતાના પગ સામુ જોવા લાગ્યો, તેજોમય મુખા-વિંદ પર ઉદાસીનતાની છાયા છવાઇ ગઇ. તે વિચારમાં ને વિચારમાં શાન્ત થઇ ઉભો રહ્યો. ચંદ્રશંકરના પિતા તેના ઉદ્દગારો ઉપર વધારે ધ્યાન દેવા લાગ્યા, ચિન્તાથી તેમનું હૃદય બળવા લાગ્યું.

તેના પિતા બુદ્ધિશાળી હતા. ચંદ્રશંકરના બોલવા પરથી તેના મનના વિચારો સમજી ગયા. છતાં પોતે કાંઇ સાંભળ્યું ન હોય તેમ અજાણ્યા થઇ બોલ્યા, "ભાઇ ચંદ્રશંકર ચાલ જમવાનો સમય થવા આવ્યો છે. માટે દાતણ કરી સ્નાન કરી લે." કહેતાજ ચંદ્રશંકર ત્યાંથી ચાલ્યો ગયો.

તેના પિતા રમણચંદ્ર વિચારના વમળમાં ગોથાં ખાવા લાગ્યા, તેમને ચંદ્રશંકરના મુખમાંથી નીકળેલા શબ્દો યાદ આવ્યા.

'સંધાતી, મુઝાતુ, લલિતા, વિધાતા, વિપત્તિ,' એ શબ્દોએ તેમના

મનને ભ્રમિત કર્યું; ચંદ્રશંકર સ્નાન કરી આવ્યો, બન્ને જણ સાથે જમવા ગયા. જમી રહ્યા પછી ચંદ્રશંકર પોતાના શયનગૃહમાં ગયો. અને તેના પિતા રમણચંદ્ર દિવાનખાનામાં જઇ બેઠા, કેટલોક સમય થઇ ગયો પાછું ચંદ્રશંકર તરફ ધ્યાન ખેંચાયું અને તેના શયન ગૃહ તરફ ચાલવા માંડયું. ચાલો હવે આપણે ચંદ્રશંકર તરફ દૃષ્ટિ ફેરવીએ.

ચંદ્રશંકર પોતાના શયનગૃહમાં આમતેમ આંટા મારતો હતો. તેને પાછા અનેક વિચારોએ તેના મનને ઘેરી લીધુ. "શું મારા પિતાએ જાણ્યું હશે?"

"શું મારી ચેષ્ટા જોઇ હશે? આજે કેમ તેઓ મારી સાથે બીલકુલ બોલતા નથી?"

"તેમને મારાપર તિરસ્કાર ઉપજ્યો હશે, અરે હું શા માટે આવા ખોટા વિચારો કરું છું?"

"તે મને શું કરશે? ઘરમાંથી કાઢી મૂકશે?" એમ કહેતાંજ ચંદ્ર-શંકર ઉદ્વિગ્ન ચિત્તે ત્યાંજ બેસી ગયો. ચંદ્રશંકરના નેત્રામાંથી પ્રબળ અશ્રુની ધારા વહેવા લાગી, તેના મુખમાંથી એક પણ શબ્દ બહાર નીકળી શકયો નહિં—તે દિગ્મૂઢ બની ગયો. તે આ અસાર સંસારના સમસ્ત મોહમાયા આદિ પદાર્થોને પોતાના મનમાંથી દૂર કરવાની ચેષ્ટા કરતો હતો. તોપણ લલિતાની અગ્નિમયી સ્મૃતિ તેના હૃદયને વારંવાર બાળીને દગ્ધ કરતી હતી. એટલામાં કોઇના પગલાનો અવા-જ તેના સાંભળવામાં આવ્યો.

ચંદ્રશંકરે એમ ધાર્યું કે, 'શું લલિતા આવી હશે!' પોતાના હૃદયને શાન્ત કરીને તે પ્રેમની માર્ગ પ્રતિક્ષા કરતો ભેટવા તૈયાર થઈ બેઠો. તુરતજ તેણે પોતાના પિતાને પોતાની સમક્ષ આવતા દીઠા, 'તે અત્યારે અહીં શામાટે આવતા હશે?'

ચંદ્રશંકરના મ્લાન ચ્હેરા તરફ જોઇ તેના પિતા બોલ્યા; "કેમ આજ તારી તબીયત ઠીક નથી શું ?"

"નહિ, પિતાશ્રી કંઇજ નથી."

"બેટા!" રમણચંદ્રે કહ્યું:—"મેં સાંભળ્યુ છે કે તું લલિતાને ચાહે છે અને તારી લલિતા સાથે લગ્ન કરવાની ઇચ્છા છે, એ શું ખરી વાત ?"

ચંદ્રશંકર નીચું જોઇ રહ્યો.

"બેટા! તારી મરજી વિરુદ્ધ કંઇ કામ કરવા હું ખુશી નથી, સમજ્યો ? વાસ્તે જે વિચાર હોય તે કહી દેજે, શું તું આ સંબંધ થાય તો રાજી છે ?"

જાણે સ્વપ્નમાં બોલતો હોય તેમ તેણે ધીમેથી, "હા" કહ્યું.

"શું તું હમણાંજ સંબંધમાં જોડાવા ઇચ્છે છે ?"

"આપની મરજી હોય તો મને વાંધો નથી." ચંદ્રશંકરે કહ્યું.

"એવું શું વહી જાય છે ?"

"નહિ, પિતાશ્રી ! જો આપનો વિચાર હોય, તો પછી હમણાં કર્યું તો શું ? અને ચાર દહાડા રહીને કર્યું તો શું ?"

"વારું, મારા ચંદ્ર ! તું જેમ કહીશ એમ કરીશું થયુની ? જો, હું જરા તારી માતુશ્રીને પુછીને લગ્ન સંબંધી લલિતાના કાકાને પુછાવી ગોઠવણ કરીશ," એટલું કહી તેના પિતા રમણચંદ્ર દિવાનખાના તરફ ચાલતા થયા.

ચંદ્રશંકર તુરતજ બારીએ આવી પોતાની સ્થિર દ્રષ્ટિથી રસ્તા પરના જતા આવતા જન સમુહ પર દ્રષ્ટિ ફેંકતો હતો. આજ તેનું વદન હમેશની માફક પ્રફુલ્લ નથી, તેનું વદન બીડાયલા કમળના જેવું ભાસે છે.

તેના નયનમાં હમેશનું તેજ નથી, તેના બદનપર એક પ્રકારની ફીકાશ છાઇ છે. જાણે પાષાણનું પુતળુ હોય એમ તે અત્યારે ભાસે છે. જે સંબંધમાં તે જોડાવા માંગતો હતો, તે પોતાની ઇચ્છાપૂર્વક લલિતાના કાકાએ સ્વીકારેલો નહતો. તે ચંદ્રશંકર સારી રીતે જાણતો હતો.

જેના પ્રતિ તેનો આટલો બધો પ્રેમ ઢલવા લાગ્યો હતો, તેની મુરાદ બર નહી આવે એમ તેને સ્પષ્ટ ભાસતું હતું. જેથી તેના દીલને એક કારી જખમ લાગ્યો હતો. અને તેના જીગરના ટાંકા તુટી ગયા હતા.

## પ્રકરણ ૭ મું.

### હું મુસલમાન નહિ થાઉં.

મોહિનીને ધર્મશાળાની અંદર બેસાડી કપટશંકર ગામમાં એરિંગ વેચવા ગયો, તે આપણે જાણી લીધુ છે. કપટશંકરને ગયા બે કલાક થવા આવ્યા પરંતુ હજી સુધી તે પાછો આવ્યો નહિ, વખત અતિશય થઇ ગયો છે, મધ્યાન્હનો સમય થવા આવ્યો છે, મોહીનીને ભૂખ લાગેલી હોવાથી તેનો જીવ ગભરાવા લાગ્યો, તેના મનની અંદર શંકાશીલ વિચારો થવા લાગ્યા. તેના વિચારો રેંટની માફક ચક્કર ચક્કર ફરવા લાગ્યા, તેને કાંઇ ચેન પડતું નથી, તેનું સ્થિર મન ભ્રમિત થયું; 'શું તે મને દગો દઇ નાશી ગયા હશે ? ના ના તેમ તો નજ બને તેમ કરવું હોત તો પોતાની સ્ત્રીને છોડીને શું કરવા મારી સાથે નાશી આવે, પોતાના વૃદ્ધ માતા પિતાની દયા ન લાવતા તેમને રડતા મુકી મધ્ય રાત્રિએ છુપી રીતે સુતા મેલી નાશી આવ્યો, તે આમ મને મુકીને જાય નહિ છતાં હજી સુધી કેમ નહિ આવ્યા હોય,

શું તેમને પોલીસે પકડયા હશે ? ના ના તેમ પણ નજ બને આવા અજાણ્યા ગામમાં કોણ ઓળખે, અને એટલી વારમાં ખબર પણ ક્યાંથી આવે. અરે ! આ અશુભ ચિન્હ કેમ થાય છે, સામી કાગડી કેમ કકળે છે. જરૂર આજ નવી આફત આવી પડશે. તરત તેનું મન ગભરાવવા લાગ્યું, તુરત વિચાર બદલાયાઃ હવે બરાબર સમજી. કપટશંકર ! “ તું મને નંદશંકરને સુતા મુકી ચાલ્યા જવાની વાત કરતો હતો તે તેં મને ભુલાવામાં નાંખી ઠગી, નંદશંકરને દાગીના અને રૂપીઆ આપી નસાડવાના કાવત્રા કપટના જ છે. અગાઉથી કરેલા સંકેત મુજબ નક્કી તું તેને જઇને મળેલો. મને નિરાધાર બનાવી આમ અધવચ રસ્તામાં મૂકી ચાલતો થયો, કપટ ! તું આમ દગો દઈ ચાલ્યો જઇશ, એવું હું સ્વપ્ને નહોતી ધારતી; આમ કરવાથી ઇશ્વિર કદાપિ તારૂં ભલું નહિ કરે, આવું કરવું તું તો મને શું કરવા ઘેરથી નસાડી ? હવે મારી શી દશા થશે તેનો વિચાર તો કર, નાદાન બેઇમાન તેં મારી સાથે બેઇમાની બરાબર કરી છે. તારા નામ પ્રમાણેજ તારામાં ગુણો છે.” કહેતાંજ બોલી ઉઠી ‘ દાનો દુશ્મન ભલો, પણ નાદાન દોસ્ત ભૂંડો ’ ખરેખર કોઇને આવો સ્નેહી મળશો નહિં, એવી મારી મનોવાંચ્છના છે. અસ્તુ

નીચના સંગતિનું આ પરિણામ છે. કપટશંકરની સંગતીનું ફળ અનુભવ્યું. આ સ્થાને માણસ કોઇ નથી. “ આભ ફાટયું ત્યાં થીંગડા ક્યાં દેવા ? ” એવા એક પછી એક વિચારો કરવા લાગી.

અજવાળીયું થવા આવ્યું છતાં હજી સુધી પેલા ફકીરને મોહીની તેમજ પેલા બે વેશધારી પુરૂષોનો કાંઇ પત્તો મલ્યો નહિ. તેને બાજુના ઘણાં ગામમાં તપાસકરતાં કાંઇ પત્તો મલ્યો નહિ. મધ્યાન્હ સમય થઇ ગયો છે, ગરમી સખત પડતી હોવાથી તેના મુખાર્વિંદ

ઉપર પરસેવાના બિંદુઓ ટપકી રહ્યા છે. અતિશય પરિશ્રમ થવાથી થાકથી કંટાળી વિશ્રાંતિનું સ્થાન શોધતો આમતેમ જોતો રસ્તો કાપતો ચાલ્યો જાય છે. એટલામાં તેની નજરે થોડેક દુર એક મકાન દેખાયું તુરતજ તેણે તે મકાન તરફનો રસ્તો પકડયો. ટુંક સમયમાં તેની નજદીક આવતાં તે ધર્મશાળા છે એમ સ્પષ્ટ માલમ પડયું. તેના મનને આનંદ ઉપજ્યો અને તે વિશ્રાંતિ લેવા તે ધર્મશાળાની અંદર ગયો. સામેની ઓરડીમાં એક સ્ત્રીને એકલી બેઠેલી જોઇ કાંઇ વિચાર આવ્યો, અને તે સ્ત્રી બેઠી હતી ત્યાં ગયો, તુરતજ તેણે મોહીનીને ઓળખી તેને માલમ ન પડે તેમ ચુપકીદીથી મોહીની બેઠી હતી તે ઓરડીની બહાર સરામાં પોતાનું કપડું પાથરી અજાણ્યાની માફક વિશ્રાંતિ લેવા લાગ્યો. કોઇક કોઇક વખત મોહીની ગુસ્સાના આવેશમાં કપટશંકર તેમજ નંદશંકરનું નામ મોઢેથી બોલતી હતી, 'મને નિરાધાર મૂકી ચાલી ગયા, દગો દીધો,' એવા શબ્દો સાંભળતો ચુપકીદીથી સુઈ રહ્યો. અને મોહિની શું કરે છે તે જોવા લાગ્યો. પાછી મોહીનીને બોલતી સાંભળી એકાગ્ર ચિત્તથી સાંભળવા લાગ્યો. " કપટ ! કપટ ! હું તારી મીઠી મીઠી વાતોમાં લોભાઈ જઇ મોહીત થઇ ગઈ, મેં મારૂં તન, મન, ધન, સર્વ તારા ચર્ણમાં સમર્પણ કરી દીધું, ને એટલે સુધી મોહીત થઇ ગઇ કે મેં સ્ત્રીઓનું અમુલ્ય રત્ન સતિત્વ તે પણ તારા સ્વાધીન કર્યું, છતાં ઓ નીચ ! તેં એવી ચતુરાઇ ચલાવી કે જેથી હજારો રૂપીઆના દાગીના લઇ તારી સાથે નાશી આવી, મારા વૃદ્ધ માતા પિતાને નિરાધાર બનાવી તેમની કીર્તિને ડાઘ લગાડયો. કપટ તું નકલી પ્રેમ બતાવી મારા હૃદયને જીતી ગયો. તારા માટે મેં કેટલા દુઃખો સહન કર્યા છે, તેનો પણ જરા તને ખ્યાલ ન આવ્યો. નીચ દગાબાજ, નિમકહ-

રામ! તારી નીચતાનો બદલો હું બરાબર લઇશ તે યાદ રાખજે." બોલે છે કે તુરતજ ફકીર પોતાના આસન પરથી ઉઠ્યો અને તેની સનમુખ જઇ મોહીનીને બોલતી અટકાવી વચમાંજ બોલી ઉઠ્યો.

"મોહબ્બતનો આ અંજામ?" કહી ફકીર નીચી દૃષ્ટિ કરી શાંન્ત થઇ મોહીનીના પ્રતિ ઉત્તરની રાહ જોવા લાગ્યો. ફકીરના વાક્યો સાંભળતાંજ મોહીનીને પગથી માથા સુધી ઝાટકો લાગ્યો. બળતામાં ઘી કેમ હોમ્યું, અગ્નિને કેમ પ્રદિપ્ત કર્યો, "ચુપ બે અદબ! ઇન્સાન ચુપ કર! તારી લવારીને. નહિ તો નાહક માર્યો જઇશ."

"મોહીની તારાથી શું થવાનું છે. મોત કંઇ માગ્યું આવતું નથી અને જો તેમ આવતું હોય તો તે આપવાની તારામાં શકિત નથી." ફકીરે કહ્યું.

"મારામાં શક્તિ નથી, તું મને ઓળખે છે હું કોણ છું!"

"હા, હું તને બરાબર ઓળખું છું કે તું એક નીચ લંપટ નાપાક ઓરત છે. મોહીની, તારા કૃત્યો તરફ ખ્યાલ કરતાં લેશ માત્ર દયા આવતી નથી, પરંતુ તારી અત્યારની દયાજનક દુઃખી દશા નિહાળતાં મારા હૃદયમાં દયા ઉત્પન્ન થાય છે."

મોહીની સ્તબ્ધ થઇ ગઈ અને વિચાર કરવા લાગી 'ફકીરે મને ક્યાંથી ઓળખી? તે મને શું ઓળખે.' એમ વિચાર કરતી તેના મોટા સામું જોવા લાગી, તેને ખ્યાલ આવ્યો કે આ કોઈ સંત પુરૂષ હોવો જોઇએ એમ ધારી પૂછવા લાગી,

"સાંઇ બાવા; મારૂં ગયેલું રત્ન ફરી મને મળશે કે નહિ?!"

ફકીર થોડીવાર એકાગ્ર ચિત્ત ધારણ કરી જરા વાર શાંન્ત થઇ, (પોતે કાંઇ ઉપાસના કરતો હોય એમ ઢોંગ કરી) બોલ્યો. "તું કપટશંકરને ચાહે છે પણ તે કદાપિ તારો થવાનો નથી."

" શું મારો નહિ થાય ? " મોહીની બોલી.

"નહિ, તે કદાપિ તારો થવાનો નથી."

"ત્યારે શું તે હવે મને નહિજ મળે ? "

"ના, ના, તે કદાપિ નહિ મળે."

" હાય, ઓ પ્રભુ ! હવે મારી શી દશા ?" એમ નિઃશ્વાસ નાંખતી મોહીની બોલી.

" શાંન્ત થા ! ઓરત, શાંન્ત થા ! સાંભળ દરેક મનુષ્યને પોતાના કરેલાં કર્મના ફળ ભોગવવાં પડે છે, ગમે તેટલા પ્રયત્ન કરો પણ ઇશ્વિર ઇચ્છા આગળ સર્વ નકામા છે. ઇશ્વર કરેલા ગુન્હાઓની શિક્ષા કરે છે, જેવું કરે તેવું ભોગવે, વાવે તેવું લણે, નેકી અને બદી બન્ને રસ્તા ખુદાના તરફના સરજેલાં છે. નેકીને રસ્તે ચાલનાર મનુષ્ય કદી પણ દુઃખી થતો નથી. અને બદીના રસ્તે ચાલનાર મનુષ્યના શિરપર હજારો આફતો આવે છે. અને છેવટે રીબીરીબીને મરે છે. માટે તારાથી જેટલાં પાપકર્મો થયા હશે તેની શિક્ષા પૂરેપૂરી ભોગવી રહ્યા પછી સુખ મળશે તે સિવાય સુખ મળવાનું નથી." બોલતાંજ અટકી ગયો.

" સાંઇ બાવા આપ બોલતાં કેમ અટકી ગયા ? મને જે કહેવાનું હોય તે કહી દો અને મને સુખનો રસ્તો બતાવો."

" સુખ જેના કિસ્મતમાં નથી તો પછી ક્યાંથી મળે." પણ હા ! બોલતાની સાથે ચક્ષુઓ બંધ કરી દીધી ધ્યાનવસ્થ થઇ ગયો હોય એમ ઢોંગ કરી પુનઃ બોલી ઉઠયો.

" ખુદાના તરફથી એવું ફરમાન થાય છે કે જો તું મારી સાથે ચાલીશ તો સુખી થઇશ." કહેતાંજ મોહીનીની આંખો લાલ થઇ ગઇ, તેનું શરીર કંપવા લાગ્યું. અને ક્રોધાવેશમાં આવી જુસ્સાથી

બોલી, "ચુપ કર ? શયતાન ! તારી નાપાક જુબાનને બંધ કર હું તારી નીચ વાસનાઓને સારી રીતે સમજી ગઈછું, આર્યબાળા કદી પણ મુસલમાન થયેલી તારા સ્વપ્નામાં સાંભળી કે જોઇ છે ? પોતાના ધર્મને છોડી પરધર્મમાં જનાર રૌ, રૌ, નર્કમાં પડે છે. ધર્મના નામે ધતીંગ ચલાવનાર દુષ્ટ ફકીર ! ચુપ કર તારી જુબાન, ચલ દુર જા, હું મુસલમાન નહિ થાઉ ? તે નહિ થાઉ ?" કહેતાંજ મોહીની એકદમ ત્યાંથી ચાલતી થઇ, કે તુરતજ ફકીરે તેનો પીછો પકડ્યો અને તેની પાછળ પાછળ ચાલતો થયો.

---

# પ્રકરણ ૮ મું.

---

## આશકે જાર ! કે જુતાનો માર !

કપટશંકર મોહીનીનું એરીંગ લઇ વેચવા ગયેલો દુકાને દુકાને ભટકવા લાગ્યો. પચીસ રૂપીઆના એરીંગની કિમત બાર રૂપીઆ કેહેવા લાગ્યા. ચોરીનો માલ ચંડાળે જાય તેમ રૂપીઆનો માલ પાવલે મંગાવવા લાગ્યો, આખરે કપટશંકર નિરુઉપાય થઇ એક જણને બાર રૂપીએ એરીંગ આપી રૂપીઆ લઇ ચાલવા જાય છે કે પોલીસે આવી શકપરથી કપટશંકરને પકડયો. પોલીસે પોતાને પકડેલો જોઈ ગભરાવવા લાગ્યો, એકતો પોતે ખરેખરો ગુન્હેગાર છે એમ મનમાં જાણતો હતો. આથી તેના ચહેરા ઉપરનું નુર ઉડી ગયું અને સ્તબ્ધ થઇ ઉભો રહ્યો. તેના મોઢા ઉપરની ઉદાસીનતાની છાયા જોઇ પોલીસને વધારે શક પડયો. કપટશંકરને રસ્તામાં કાંઇ પણ નહિ પૂછતાં ચોકી ઉપર લઇ ગયો. ફોજદારને જોતાંજ કપટશંકર ગભરાવા

લાગ્યો. તેના હાથ પગ ધ્રુજવા લાગ્યા, પાપી જનોના અંતઃકરણ મલીન હોવાથી હરહમેશાં ડરતાં રહે છે, હજી સુધી કપટશંકરને કંઈ પણ શિક્ષા કરી નથી તોપણ ગભરાવા લાગ્યો, પોતાને જાણે ગુન્હાની શિક્ષા થઈ ગઇ હોય તેમ ડરવા લાગ્યો. પોલીસનું નામ સાંભળતાં ધ્રુજી ઉઠે છે ત્યારે આતો પોલીસે તેને પકડેલો એટલે તેના મનમાં શું થતું હશે તે પ્રભુ જાણે; કપટશંકરને ચીફ કોન્સ્ટેબલ સન્મુખ ઉભો રાખ્યો અને ઉદ્દેશીને પૂછયું કે તારું નામ શું છે ?

“મારું નામ કપટશંકર છે. સાહેબ !”

“તું ક્યાંનો નિવાસી છે અને તારા બાપનું શું નામ છે ?” ફોજદારે પૂછ્યું.

“હું સ્તંભતિર્થે નિવાસિ છું અને મારા બાપનું નામ કૃષ્ણશંકર છે,” કપટશંકરે લેશ માત્ર ભયવિના બીજા પ્રશ્નનો ઉત્તર આપ્યો.

“ગામમાં એરીંગ વેચતાં પકડેલો માણુસ તુંજ કે ?” ફોજદારે ગંભિરતાથી ત્રીજો પ્રશ્ન પૂછયો.

“જી હા, તે અભાગિ પુરૂપ હું પોતેજ છું, સાહેબ આપના પોલીસે નિર્દોપને ગુન્હેગાર ઠરાવી મારી આબરૂને ખલેલ લગાડી અહીં આણ્યો છે !” કપટે ઉત્તર આપવા સાથે ફોજદારની દયાને આકર્ષવાનો પણ યત્ન આદરી દીધો,

“તે એરીંગ ક્યાંથી લાવ્યો ?”

“મારી સ્ત્રી પાસેથી.”

“તારી સ્ત્રીનું નામ શું ?”

“મોહીની.”

“તે હાલ ક્યાં છે ?”

“તેને ગામ બહાર ધર્મશાળામા બેસાડી હું એકલો એરીંગ વેચવા આવ્યો હતો.”

"તમારે એરીંગ શું કરવા વેચવું પડે છે?"

"અમારી પાસે રોકડ રૂપીઆ હતા તે પૂરા થઇ ગયા, ખાવાનું સાધન કંઇ રહ્યું નહિં, તેથી એરીંગ વેચ્યું છે."

"એરીંગના કેટલા રૂપીયા ઉપજ્યા?"

"બાર."

"તે રૂપીયાનું તમે શું કર્યું?"

"કંઈ નહિ સાહેબ? હજી તે મારી પાસે છે."

"તને પોલીસે ક્યાંથી પકડયો."

"બજારમાં, હું એરીંગ વેચી બીજી દુકાને ખાવાનું લેવા જતો હતો એટલામાં મને પોલીસે પકડી આપની રૂબરૂ આણ્યો છે."

"તમારી સ્ત્રી ધર્મશાળામાં એકલી છે કે? બીજો કોઇ માણુસ તેની સાથે છે."

"ના જી, તે એકલી જ છે."

"હું પોલીસને તમારી સાથે મોકલું, તેને બતાવશો."

"જી હા."

"જાવ આ જમાદાર અને પોલીસ તમારી સાથે આવે છે."

તુરતજ પોલીસે કપટશંકરનો હાથ ઝાલી ચાલવા માંડયું અને જમાદારે પોતાના હાથમાં એંતની સોટી પકડી કપટશંકરની પાછળ પાછળ ચાલવા માંડયું. રસ્તામાં કપટશંકરને અનેક વિચારો થવા લાગ્યા. તેનું મન ચકડોળ થવા લાગ્યું તે પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યો. "આ તો લેને ગઈ પુત તો ખો આઇ ખસમ; લેવા આવ્યો ખાવાનું ત્યાં થયું ધાવાનું, પણ ધાઇને જવું કયાં? દુતો લાગુને લાગુ છે, આપણુને છુટા મેલે એમ છે કયાં કે નાસીયે, હવે નાસીને જવાય તેમ નથી પણ જો મોહીની એમ કહે કે "હું તેની સ્ત્રી છું," તોતો છુટાય નહિ તો જગન્નાથજીની જાત્રા ભોગવ્યા

સિવાય બીજો એકે ઉપાય નથી, મોહીની તે પ્રમાણે કહેશે તો ખરી, તેમાં શક લાવવાનું કાંઈ કારણ નથી." એમ વિચારમાં ને વિચારમાં ધર્મશાળામાં આવ્યા અત્યાર સુધી જમાદાર પાછળ હતો તે આગળ આવી 'તારી સ્ત્રી ક્યાં છે?' કહેતાં જ કપટશંકરે ઉચું જોયું મોહીની પોતાની દૃષ્ટિએ પડી નહિ. ધર્મશાળાના માણસ સિવાય અન્ય કોઇ તેની નજરે પડયું નહિ. તે ગભરાઇ ગયો અને એક પણ શબ્દ બોલી શકયો નહિ, આથી જમાદારના ગુસ્સાનો પાર રહ્યો નહિ, અને બોલ્યો " હરામખોર બતાવ તારી સ્ત્રીને તે ક્યાં છે, ? " કહેતાં જ સોટી મારી છતાં કાંઈ જવાબ આપ્યો નહિ. અને બૂમ મારી રડવા લાગ્યો તેમ તેમ જમાદારને અતિશય ગુસ્સો ચડવા માંડયો. "બોલ હરામખોર, તારી બૈરી ક્યાં છે." કહેતા જ બે ચાર સપાટા ખેંચી કાઢયા અને બુટની એડીનો માર માર્યો. બિચારો અધમુઓ થઇ ગયો. રડતાં રડતાં તેના મુખમાંથી નીચેના ઉદ્દગારો નીકળી પડયા.

"આતો આશકે જાર કે જુતાનો માર, " જમાદારે પોલીસને ચોકી ઉપર લેવા કહ્યું. પોલીસે હાથ પકડી ચોકી તરફ ચાલવા માંડયું, જમાદાર પણ સાથે ગયા. કચેરીનો વખત થઇ ગયો હતો, ફોજદાર સાહેબ પોતાને ઘેર ગયા હતા. જેથી ભાઇને કાચી જેલમાં ઓરડીમાં પૂર્યા, તુરત જ બારી વાસી તેને સાંકળ ચડાવી. બિચારો ભૂખ્યો છે કે ખાધુ તેનો ભાવ કોણ પૂછે, તે ભૂખ્યોને ભૂખ્યો પોતાના આત્માને ધિક્કારતો પોતાના કરેલા પાપ કર્મોનો પશ્ચાતાપ કરતો બેઠો ને રડવા લાગ્યો. કેટલોક વખત રડયા પછી તેને કંઇ વિચારો ઉદ્ભવવા લાગ્યા, અને તેને વિચારરૂપી મહસાગરમાં તણાતો મૂકી લલિતા તરફ આપણી દૃષ્ટિ ફેરવવીએ.

# પ્રકરણ ૯ મું.

## પત્ર.

મગનલાલ પોતાના ખાનગી હોલમાં એકલા બેઠાબેઠા વૈદ્યના કહેલા શબ્દો પર વિચાર કરી રહ્યા છે. તેવામાં સતિ સાધ્વી પ્રેમની દેવી પતિવ્રતા પવિત્ર ધનલક્ષ્મી હંસગતીની ચાલ ચાલતી તેમની સન-ન્મુખ આવી ઉભી રહી.

ધનલક્ષ્મીને જોતાં જ મગનલાલે "પધારો દેવી પધારો!" ના ઉદ્દગારો કાઢ્યા ધનલક્ષ્મીનો આનંદી ચહેરો જેમ કમળ સૂર્યના કિરણોને જોતાં ખીલે છે તેમ મગનલાલના મુખમાંથી નીકળેલા શબ્દો સાભળતાં જ ખીલી ગયો. અને મૃદુહાસ્ય કરતી પુનઃ બોલી ઉઠી.

"નાથ! આટલું બધુ માન આપો તે આપની આ રંક દાસીને શોભે નહિં." મગનલાલે કહ્યું 'દેવી! પુરુષોનો ગૃહસ્થાશ્રમ સ્ત્રીઓથી શોભી રહે છે. પુરુષોની શોભા વધારવી યા ઘટાડવી તે સ્ત્રીઓના હસ્તમાં છે. જેટલો હક પુરુષોનો છે તેથી અધિક હક સ્ત્રીઓનો છે. "કહ્યું છે કે **यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः।** "જ્યાં સ્ત્રીઓનુ સનમાન થાય છે ત્યાં જ દેવતાઓ આનંદથી નિવાસ કરે છે." સ્ત્રીઓનો અનાદાર કરવો અથવા તેને દુઃખ દેવું એ હિંદુ ધર્મ નથી, હિંદુ રિવાજ નથી, હૃદયશુન્ય નિર્દય લોકો સ્ત્રીઓના પ્રત્યે કઠોર આચાર વ્યવહાર ચલાવીને હિંદુ ધર્મ ઉપર પદાઘાત કરે છે. જે લોક વિલાસ પરાયણ થઇ આત્મ સુખને માટે કોમળાંગી સ્ત્રીઓના પ્રતિ નિર્દયતા દર્શાવે છે, નિષ્ઠુર આચાર વ્યવહાર ચલાવે છે તેઓ ખરેખરા આર્ય નથી તેમજ હિંદુઓ પણ

નથી. તેમના નિચ કૃત્યોથી ભારતદેશ દિનપ્રતિદિન ઉન્નતિને બદલે અધોગતિના ઉંડા સમુદ્રમાં ડૂબતો જાય છે. જે લોકો હૃદય પૂર્વક હિંદુ ધર્મનું રક્ષણ કરવા ઇચ્છતા હોય તેમનું મુખ્ય કર્તવ્ય એજ છે કે સામાજિક દોષો દૂર કરીને હિંદુ ધર્મને નિષ્કલંક કરવો." મગનલાલનાં વચનો શ્રવણ કરી ધનલક્ષ્મી કાંઇ બોલી નહિં. ને તે મનમાં ને મનમાં હિંદુ ધર્મની આલોચના કરવા લાગી. તેવામાં પોષ્ટમેને આવી મગનલાલના હસ્તમાં પત્ર આપ્યો. હાલના વિષય સંબંધીની વાત પડતી મૂકી મગનલાલનું લક્ષ તે પત્ર તરફ દોરાયું, તુરત જ તેમને બીડેલુ કવર ફાડી અંદરથી પત્ર કાઢી વાંચવા માંડયો. જેમ જેમ મગનલાલ આગળ આગળ વાંચતાં જાય છે, તેમ તેમ તેમનું મુખાર્વીંદ પ્રફુલ્લિત થવા લાગ્યું. તેમના ચહેરા ઉપર આનંદના ચિન્હો દેખાવા લાગ્યા. આથી ધનલક્ષ્મીની ઇચ્છા પત્રમાં શું લખ્યું હશે તે જાણવાની થઈ, પત્રમાં એવું તે શું લખાણ હશે કે તે આટલા બધા ખુશી થાય છે. પત્ર પૂરો વાંચતાં મગનલાલના હર્ષનો પાર રહ્યો નહિં. અને તે હસી પડયા. આથી ધનલક્ષ્મી અધીરી બની ગઇ અને પત્રમાં શું લખ્યું છે તે જાણવાની ઈચ્છા થઇ, તેમને પ્રણામ કરી ધીમેથી પૂછ્યું.

"નાથ! પત્રમાં એવું તે શું લખેલું છે કે આપ આટલા બધા ખુશી થાઓ છો? તુરત જ મગનલાલ એક પણ શબ્દ નહિં બોલતાં ધનલક્ષ્મીના હાથમાં પત્ર આપવા લાગ્યા. ધનલક્ષ્મીએ તે પત્ર નહિં લેતાં કહ્યું "નાથ આપ વાંચી સંભળાવો." કહેતાં જ મગનલાલ પત્ર વાંચવા લાગ્યા.

"સ્વસ્તિ શ્રી સ્તંભતિર્થે મહાશુભસ્થાને પૂજ્યારાધે અનેક ઉપમાલાયક શેઠ મગનલાલ મહાસુખરામ તથા બાળગોપાળ.

જોગ શ્રી રાજનગરથી લી. બાલકૃષ્ણ તુલજારામના જેગોપાળ વાંચશો. આપનો ઘણા લાંબા સમયથી બીલકુલ પત્ર નથી જે લખી આપના મિત્રને આભારી કરશો વિશેષમાં જણાવવાનું જે મારા સાંભળવામાં આવ્યું છે કે આપના ભાઇની પુત્રી લલિતા ઉમર લાયક થઇ છે છતાં હજી સુધી તેનો વિવાહ કર્યો નથી આપે તેને તેના બાપ કરતાં અધિક રાખેલી છે. આપ તેને સુખી કરવા ચાહતા હશો પણ મારો વિચાર તેથી પણ વધારે સુખી કરવા માટે છે જેથી આપની લલિતાનું લગ્ન અમારા ચિ. ભાઇ ધનસુખરામ સાથે કરશો તો આપણી અગાઉની મૈત્રી અને સ્નેહમાં વૃદ્ધિ થશે મારી સ્થિતિ સંબંધી આપ જાણીતા છો એટલે મારે વિવેચન કરવાની જરૂર નથી. અમારો ચિ. ધનસુખરામ વિદ્યામાં નિપુણ છે સર્વ વાતે સુખ છે માટે મને આશા છે કે જરૂર આ શુભ પત્રિકાને માન આપી મારા આશયને સ્વીકારી પત્રનો ખુલાશે જવાબ આપશો.”

પત્ર વંચાઇ રહ્યો બન્ને જણ મૌન ધારણ કરી એકબીજાના સન્મુખ કેટલોક વખત જોઇ રહ્યા પછી મગનલાલે કહ્યું:

“ કેમ દેવી. પત્રનું લખાણ ખુશ થવા જેવું છે કેની? ”

“ એમાં ખુશ થવા જેવું શું છે વારૂ? ”

“ આપણી લલિતાના વિવાહનું માગું આવ્યું છે. ”

“ દુનિયામાં થતું આવ્યું છે, અને થાય છે એમાં નવાઇ શું?”

“ ઘર સારૂ ધનવાનનું છે, વરની ઉમ્મર અરાઢ વર્ષની છે મારો વિચાર તો ત્યાં વિવાહ કરવાનો છે તેમાં તમારો શું અભિપ્રાય છે! મગનલાલે કહ્યું.

“ વિવાહની વાત છે ઉતાવળનું કામ નથી.” ધનલક્ષ્મી બોલી.

"આવો ધનવાન બીજો એકપણ ન્યાતમાં નથી. હું અત્યારે જ જવાબ લખીદઉં છું.

"ના ના, નાથ ઉતાવળ ના કરતા લલિતાને પૂછવા દો તેનો શું વિચાર છે."

"તેમાં એને શું પૂછવું છે નાદાન બચ્ચાઓ વિવાહના કામમાં શું જાણે?"

"હવે તે નાદાન નથી ઉમર લાયક થઇ છે. તેના માતા પિતા નથી જેથી તેને ઓછું આવે તેવું કરવાની આપણે કાંઇ જરૂર નથી."

"તેથી ઓછું આણવાનું કે ખોટું લગાડવાનું કાંઇ કારણ નથી. તમો બહુ ડાહ્યા છો વાસ્તે તમો પૂછજો હુંતો કાંઈ એને પૂછવાનો નથી."

"વારૂ હું હમણાં જ બોલાવીને પૂછું છું." એમ કહી લલિતાને બુમ મારી લલિતાના આવતા સુધીમાં આપણે ચંદ્રશંકરના પિતા શું કરે છે તે તરફ નજર કરીયે.

રમણચંદ્ર ચંદ્રશંકરથી છૂટા પડયા પછી પોતાની પત્નિ વિજ્યાલક્ષ્મી જ્યાં બેઠાં હતાં ત્યાં આવી સર્વ હકીકત કહી બન્ને પતિ પત્નિ વિચારના મહાસાગરમાં ડૂબવા લાગ્યા. છોકરાને આ ભૂત ક્યાંથી ભરાયું હવે કરવું શું, શું ઉપાય કરવો કે આ સંબંધ જોડાય એમ એક પછી એક વિચારો કરતા પોતાના અમુલ્ય વખતનો ભોગ આપવા લાગ્યા. મા બાપને પોતાના સંતાનો પર કેટલો પ્રેમ હોય છે તે આપણુને આના પરથી સ્પષ્ટ જણાઇ આવશે.

"આ તો શરમાવા જેવું થયું !" રમણચંદ્રે કહ્યું

"કેમ વારૂ ?"

"આપણે મોઢે માગીને કન્યા લેવી એ શું આપણા કુળને લાંછન ન લાગે ?"

"એમાં લંછન શાનું. વરવાળો કહાવે કે કન્યાવાળો, કેમ ભૂલી ગયા; હમણાં જ આપણી ન્યાતમાં ભવાનીશંકર પંડ્યાએ શિવરામ ભટ્ટની કન્યા મોંઢે માગીને લીધીને! કેમ કંઈ પંડ્યાવાળા ખાનદાન નહોતા? કન્યા સારી હતી તેથી માંગીને લીધી."

"આપણે શું કરવું કોની સાથે કહેવરાવવું એવો કોણ છે કે મગનલાલને જઇને કહે?"

"એમાં શું વિચાર કરો છો? ધનલક્ષ્મીના ભાઇ દુર્ગાશંકર સાથે તમારે ઘણા વખતથી સંબંધ છે ને તે ધારશે તો આ કામ તુરત કરી આપશે."

"લો શકન તો શુભ થાય છે, તે પોતે જ અહીં આવતા હોય એમ લાગે છે."

રમણચંદ્રે બારીએ ડોકીયું કરી જોયું તો દુર્ગાશંકરને પોતાના ઘરના પગથીએ ચડતાં જોયાં. દુર્ગાશંકરને ઉપર આવતાં જ પધારો પધારો દુર્ગાશંકરભાઇ! આજ કાંઇ અમારા ગરીબનું ઘર પાવન કર્યું?"

"વાહ રમણચંદ્રભાઇ તમો પણ ઠીક મશ્કરીમાં ઉડાવો છો."

"દુર્ગાશંકરભાઇને કહો એ આપનું કામ જરૂર કરશે." વિજયાલક્ષ્મીએ કહ્યું.

"નહિં નહિં, તે કંઇ તેમને કહેવાની જરૂર નથી તે આપની વાત પણ સાંભળે તેમ નથી." રમણચંદ્ર બોલ્યા.

"શા માટે મને કહેતા નથી? હું આપની આજ્ઞાને આધીન છું જે કાંઇ કામ હોય તે ફરમાવો; આ દાસ તે કામ કરવાને તૈયાર છે." દુર્ગાશંકરે કહ્યું.

"નહિં ભાઇ! હવે તું કોઇને પણ આધીન નથી, હમણાં તું

મોટાઓની સંગતમાં પડ્યો છું. તું રૂપીઆ પણ ઘણા કમાયો છે, તો પછી હવે તું મારૂં કહેવું કેમ કરીને માન્ય કરીશ." રમણચંદ્રે કહ્યું.

"આપના જ પ્રતાપે મને મોટાઓની સંગત થઇ છે, આપ મારા ખરા સ્નેહી છો હું આપનું કામ ન કરૂં તે બની શકે ખરૂં કે? આપનું કામ કરવાનો અવસર પ્રાપ્ત થાય તો હું મને પોતાને કૃતાર્થ થયેલો સમજુ. હું આપની વાત નહિં સાંભળું તો બીજા કોની સાંભળીશ ?" દુર્ગાશંકરે કહ્યું.

"નહિં નહિં, મ્હારી વાત તને પસંદ પડશે નહિં." રમણચંદ્રે કહ્યું.

"આપની વાત એ પસંદ નહિં કરે? આપ આ શું કહો છો? કહો તો ખરા કહ્યા વગર તેમને શી ખબર પડે?" વિજયાલક્ષ્મીયે કહ્યું.

"નહિં નહિં, હવે એ વાત જવા દે કહેવાથી શું થવાનું છે, તે હવે મ્હોટો માણસ થયો છે. હું તો રહ્યો એક સાધારણ મનુષ્ય, શું તે હવે મ્હારી વાતને સ્વીકારે ખરો કે?" રમણચંદ્રે કહ્યું.

"શું કહ્યું! આપની વાત નહિં સ્વીકારૂં? આપ આ શું બોલ્યા?" દુર્ગાશંકરે કહ્યું

મિષ્ટ વચનોથી દેવતા પણ સંતુષ્ટ થાય છે. રમણચંદ્રનું હૃદય કાંઇક દ્રવિત થયું, તેમણે પોતાની સ્ત્રીને કહ્યું. "પ્રિયે ! પાણી લાવો" ત્યાર પછી રમણચંદ્રે દુર્ગાશંકર તરફ દ્રષ્ટિ કરી કહ્યું:-"બેસો ઘણા દુરથી આવ્યા છો. તમારા જેવા શાંત મિત્રને જોઇ મારૂં મન ઘણું પ્રસન્ન થાય છે."

"જી નહિ, જયાં સુધી આપ આજ્ઞા કરશો નહિં તથા જયાં સુધી હું આપની આજ્ઞાનું પ્રતિપાલન કરી શકીશ નહિં ત્યાં સુધી હું નહિં બેસું તથા અન્ન જળ પણ નહિં લઉં." દુર્ગાશંકરે કહ્યું. વિજયાલક્ષ્મી પાણીનો લોટો લઇ આવી હતી તેણે દુર્ગાશંકરના આ

વચનો સાંભળી તેના આનંદની સીમા રહી નહિં, તથા કહ્યું-"તમો ચિન્તા ના કરશો વાત કાંઇજ નથી લ્યો આ પાણી પીયો."

"જીના, તમારી વાત જ્યાં સુધી કહેશો નહિં ત્યાં સુધી હું આપના ઘરનું અન્ન જળ પણ નહિં લઉ." દુર્ગાશંકરે કહ્યું.

"વિપત્તિ પ્રસંગે મિત્રે મિત્રને સહાયતા કરવી એ મિત્રોનો ધર્મ છે. તે તમે જાણો છો." રમણચંદ્રે કહ્યું.

"હા શા માટે નહિ?" દુર્ગાશંકરે કહ્યું.

"લ્યો આ પાણી પીયો, પછી હું સર્વ વૃતાંત આપને નિવેદન કરૂંછું." રમણચંદ્રે કહ્યું.

પાણી પી રહ્યા પછી, રમણચંદ્રે નીચે મુજબ કહેવા માંડયું ને દુર્ગાશંકર ધ્યાન દઇને સાંભળવા લાગ્યા.

"ત્હારી ભગિની ધનલક્ષ્મીની ભત્રીજી લલિતાનો વિવાહ ચંદ્રશંકર સાથે કરાવી આપી મ્હારા ઘરની શોભામાં વધારો કર, ત્હારી ભગિની ચિરંજીવી થાઓ અને તું પણ વિવાહ કરાવી આપી આપના સ્નેહમાં અમૃત સિંચી વધારો કર."

"હુંતો આપનો દાસ છું. જ્યારે આપની એવીજ ઇચ્છા છે તો મ્હારી ભગિનીને કહી લલિતા સાથે ચંદ્રશંકરનો સંબંધ જોડાવી આપીશ." દુર્ગાશંકરે કહ્યું.

"અહા! ત્હારા જેવો સુજ્ઞ, મિષ્ટ વચન બોલનારો મિત્ર આજકાલ ભાગ્યેજ જોવામાં આવે છે, હું ત્હારા ઉપર અંતઃકરણ પૂર્વક પ્રેમ રાખું છું, જો આ સંબંધ જોડાવી આપશો તો અમારો સંસાર સ્વર્ગસમ થઇ જશે. અને અમો જીંદગી પર્યંત આપનો આભાર માનીશું." રમણચંદ્રે કહ્યું.

હુંતો આપનો દાસ છું મારાથી બનતા સુધી લગન કરાવી આપીશ.

કહી દુર્ગાશંકરે ચાલવા માંડયું. “આવજો ભાઇ કોઇ કોઇ દિવસે આવતા રહી અમારૂં ઘર પાવન કરશો.” રમણચંદ્રે કહ્યું.

રમણચંદ્ર તથા વિજયાલક્ષ્મી પોતાનું કાર્ય ફળીભૂત થઇ ગયું હોય તેમ હરખાતા પોતપોતાના કાર્યમાં ગુંથાયાં.

કાકીના બોલાવાથી લલિતા આવી તેમને પ્રણામ કરીઃ નીચી દૃષ્ટિ કરી ઉભી રહી.

“આજ રાજનગરથી તારા વિવાહનું માગું આવ્યું છે.” ધનલક્ષ્મીએ કહ્યું.

વિવાહનું નામ સાંભળતાં જ લલિતા ગભરાઇ ગઈ અને પોતાના મનમાં વિચાર કરવા લાગી ‘જો કાકા મારો વિવાહ ત્યાં કરશે તો મારી બધી આશાઓ નષ્ટ થશે.’ આ વિવાહ સબંધી પોતાનો કેવા પ્રકારનો મત છે તે જણાવી શકી નહિં. તેના નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું.

“લલિતા કેમ બોલતી નથી? રડે છે શું કરવા?”

“કાકી? અયોગ્ય થાય છે,” લલિતાએ કહ્યું.

“તું ઓળખે છે ધનવાનનું ઘર છે બાળકૃષ્ણ તુળજારામ આપણા અંહીના વતની હતા તેમને ત્યાંથી માંગુ આવેલું છે તે પ્રથમથીજ તારા કાકાના સ્નેહી છે એટલે તેમનો વિચાર ત્યાંજ વિવાહ કરવાનો છે.” ધનલક્ષ્મીએ કહ્યુ.

“પરમ પૂજ્ય કાકી! મારા કાકાની બુદ્ધિ ધનવાનને જોઇને ચલિત થઇ ગઇ છે, પરંતું શું તમો તેમના કાર્યમાં અનુમોદન આપશો? આપે ઘણીએ જગાએ જોયું હશે કે ધનવાનના પુત્રો સાથે કઇ કન્યા સુખી થઇ? અન્ય બાળિકાઓની અવસ્થા જોવા છતાં પણ તમે એક અનાથ બાલિકાના ગળામાં ફાંસો નાંખવા ઇચ્છો છો ? કાકી!

હું અબોધ બાલિકા તમને શું કહી શકું ? યદિ કદાચિત્ જો મારી જીંદગી દુઃખદાઇની થઇ તો પૂજ્ય કાકાશ્રીની તથા આપની વૃદ્ધાવસ્થામાં એ ક્લેશ તમારે તમારાં નેત્રોએ જોવો પડશે; આ કામ તમે કદાપિ થવા દેશો નહિ, હું તમને આ કાર્યમાં લેશ માત્ર સંમતિ આપતી નથી." લલિતાએ કહ્યું, લલિતાના વચનો સાંભળતાં જ ધનલક્ષ્મીની આંખમાંથી અશ્રુનો પ્રવાહ વહેવા લાગ્યો. તેને મૂળથી જ ધનવાનના પુત્રોપર તિરસ્કાર હતો. અસ્તુ.

## પ્રકરણ ૧૦ મું.

## શું આજ લલિતા?

સંધ્યાકાળના લગભગ પાંચ વાગ્યાનો સમય થયેલો છે. શ્રાવણ સુદી પુર્ણીમાનો દિવસ છે. નાના તેમજ મોટા મનુષ્યો દરિયા તરફ સમુદ્ર પૂજન કરવા જતાં જણાય છે. જ્યાં ત્યાં ગાડી ઘોડા અને મનુષ્યોની એક સરખી ભીડ જોવામાં આવે છે. સમુદ્ર કિનારે બ્રાહ્મણો પોતાના હસ્તમાં કળશ તેમજ કંકુની વાટકી લઇ ફરતા આપણી નજરે પડે છે. શ્યામ અને શ્વેતરંગી તરુણ દંપતિઓને જોતાં રસ્તે ચાલતાં દરેક મનુષ્યોના મનમાં વળી એક વિલક્ષણ ભાવના ઉત્પન્ન થાય છે. સ્તંભતિર્થ શહેર કેટલી મર્યાદા સુધી પહોંચી ગયું છે, એનું સ્પષ્ટ રીતે દિગ્દર્શન કરાવનારી સુંદર રેશમી વસ્ત્રો પહેરી ઠાઠ માઠ કરી આવેલી ભિન્ન ભિન્ન જાતિની અલબેલી પ્રેમદાઓ સ્હામેથી આવતા પુરુષોના અંગપર નિડરતાથી ધસી જઇ હાવભાવની ચેષ્ટાઓ કરતી, પોતાના પ્રિયતમોને બળાત્કારે ખેંચી લાવવાનો પ્રયત્ન કરી લલચાવતી અને નેત્રોને નચાવતી ચાલી જતી જોવામાં આવે છે. તે જનસમુ-

હના ટોળામાં લલિતા પોતાની સહીયરો સાથે જતી હતી. સ્વચ્છ આકાશ એકાએક વાદળાંથી ઘેરાઇ જઈ પવનના સુસવાટા સાથે ધોધમાર વરસાદ વરસવા લાગ્યો. દરેક મનુષ્ય પોતાના વસ્ત્રો ન ભીંજાવવા દેવા વિખરાઇ જવા લાગ્યા, મેળામાં ભંગ પડયો તે વખતે લલિતા પોતાની સહીયરોથી છુટી પડી ગઇ, આમ તેમ જોતી નાસતી નાસતી જતી હતી. એટલામાં ચંદ્રશંકરનું મકાન આવ્યું, તુરત તે મકાન ઉપર ચડી ચંદ્રશંકરને બોલતો સાંભળી બહારના ખંડમાં સંતાઇ સાંભળવા લાગી.

આપણે અત્યારે ચંદ્રશંકરના મકાનમાંજ પ્રવેશ કરવાનો છે.

સુંદર ખુરશીઓ અને ટેબલ જ્યાં ત્યાં પડેલા જોવામાં આવે છે. આ સમયે ચંદ્રશંકર સિવાય મકાનના સઘળા મનુષ્ય મેળો જોવા ગયેલા છે.

ચંદ્રશંકર પોતાના દિવાનખાનામાં નવા વસ્ત્રો પહેરતો આમ તેમ આંટા મારતો લલિતાના વિચારો કરતો ઘડીકમાં ઉદાસીન, ઘડીકમાં હસતો માલમ પડે છે. પ્રેમનો કીડો તેના અંતઃકરણને ચેન પડવા દેતો નથી.

લલિતાના વિચારોએ તેના મગજને સતેજ કર્યું. આથી એકાગ્ર ચિત્તથી કોઇની સામે જોતો હોય એમ એકીટસે જોવા લાગ્યો. અને બોલ્યો. "જીગરની અંદર જખમ કરનાર પ્રિયે! ત્હારા મુખાર્વીંદનું દર્શન ક્યારે થશે, પ્રેમથી વિંધાએલા અતઃકરણને ક્યારે રુઝવીશ, વ્હાલિ ત્હારા મનમોહક શબ્દો સાંભળવા આ કાન ક્યારે ભાગ્યશાળી થશે, તેણે દ્રષ્ટિ એક થતાંજ શા શારૂ તિવ્ર નેત્ર કટાક્ષ ફેંક્યું?

"તેણે બે વખત મ્હારા સ્હામુ જોઈ મ્હારુ મન હરી લીધુ, તે દિવસથી હું વ્યાધિથી પીડાઉછું. મારા હૃદયની દવા તેનાજ હાથમાં

છે. લલિતા! તેં શા માંટે મ્હારા ચિત્તની ચોરી કરી! મ્હેં ત્હારુ શું બગાડયું હતું? કોણ ખુલાશો કરે?" આમ ચંદ્રશંકર મનમાં ને મનમાં જ વિરહથી સુકાવા લાગ્યો, "તું દરેક વખતે નિદ્રામાં નજર આગળ આવી ઉભી રહે છે, તું નાજુક નેત્ર વડે મ્હારા સ્હામી પ્રેમ ભરી દ્રષ્ટિયે જોઇ રહે છે, હજી પણ તેનું નાજુક ગૌર શરીર મ્હારા નેત્ર આગળ રમ્યા કરે છે, જાણે તે મીઠું હાસ્ય કરતી, બન્ને હાથથી ઇસારા કરતી, પગમાં પગ મેરવી, છટાથી ઉભી રહી છે.

"હું તેને નિરખું છું! આ તેના વિખરાયલા બાળ" કહેતાંજ વિરહમાં બળ્યો બળ્યો થવા લાગ્યો. અને ઉંડો નિશ્વાસ નાંખી બોલી ઉઠયો. "પ્રિયે! સ્વપ્નામાં સુખ આપી નાશી ગઇ તે શું તને જરા પણ દયા આવી નહિં? લલિતા! વ્હાલી! મ્હારા પ્રાણરૂપી દિપકને બુઝાવી નાંખીશ–પ્રકાશિત નહિ કરૂ? વ્હાલી! લલિતા!" કહે છે એટલામાં તો લલિતા બિલકુલ ધિરજ રાખી શકી નહિં.

પોતાનું હૃદય પોતાના કાબુમાં રહી શકયું નહિં, અધિરી બની ગઈ. અને પુનઃ બોલી ઊઠી.

"હું તમારી છું! પ્રિયે તમારીજ છું! મ્હારા હૃદયમાં તમેજ છો. મ્હારુ હૃદય મેં તમને અર્પણ કર્યું છે. હવે તેનો લાભ બીજાને આપીશ નહિં. જે તમને આપ્યું તે પાછું ક્યાંથી લાવું? પ્રિયે, તેતો તમારુ છે, પ્રિય ચંદ્ર મને તારા હૃદયમાં સ્થાન આપ" એમ કહેતી એકદમ ચંદ્રશંકરના સનમુખ આવી ઉભી રહી. તેના પગના નિપુરનો અવાજ સાંભળતાં તેણે બારણા તરફ જોયું તો લલિતાને પોતાના મકાનમાં આમ એકાએક આવેલી જોઇ આશ્ચર્યથી બોલ્યો.

"કોણ પ્રિયે લલિતા?"

"હા, લલિતા!"

" પ્રિયે આવ મ્હારા બળતા હૃદયને શાન્ત કર. " કહેતાંજ લલિતાને ગળે વળગી પડયો. લલિતા જોર કરી દુર ખસી જવા પ્રયત્ન કરવા લાગી.

" શા માટે નાજુક શરિરને તસ્દી આપો છો ? " ચંદ્રશંકરે કહ્યું.

લલિતા નીચે બેસી પડી અને ચંદ્રશંકરના નેત્ર સાથે પોતાના નેત્રથી પ્રેમ વાર્તા કરવા લાગી. બન્નેના હૃદય ભરાઈ આવ્યા. પ્રેમનું રુદન ચાલવા માંડયું પ્રેમનાં આંસું પડતાં હતાં. અને લલિતા ચંદ્રશંકરના હાથમાંથી છુટી દુર જઇ ઉભી. પ્રેમઘેલો ચંદ્રશંકર તેના સામે સ્થિર દૃષ્ટિથી જોવા લાગ્યો. થોડીવાર સુધી બંન્ને એક બીજાને જોતાં ઉભા રહ્યાં વસ્ત્રાલંકારમાં સજાયલી લલિતા અતિ સુંદર દેખાતી હતી. તેના મુખ ઉપર સુંદરતા અને લાવણ્યતાનો અનુપમ પ્રકાશ ભાસતો હતો. તેને જોતાંજ ચંદ્રશંકરના હૃદયમાં વિરહાગ્નિની જ્વાળા વિશેષ પ્રગટી ઉઠી, તે શાંત કરવા લલિતાને ગાઢ આલિંગન દઇ હર્પેથી તેના ગાલ ઉપર ચુંબન કરવા લાગ્યો. લલિતા પણ વિરહાગ્નિમાં બળતીજ હતી. તે વિશેપ કાંઇ બોલી શકી નહિં અને માત્ર ચંદ્રશંકરના મનોહર મુખ સામુ જોઇ રહી. બન્ને જણુ નિર્ભયતાથી દિવાનખાનામાં એક કોચ પર બેસી પ્રેમની વાર્તા કરવા લાગ્યાં. તે પોતાના ખરેખર લગ્ન થઈ ગયાં હોય તેમ આનંદ પામતી લલિતા પોતાના કાકાની લગ્ન સંબંધીની તકરાર ભુલી ગઇ. અને નિર્જન સ્થાનમાં બેસી આનંદથી પ્રેમ વાર્તા કરવા લાગી. પ્રેમીઓની વાર્તામાં સંબંધ, અર્થ, ભાવ, કે અંન્ત કાંઇ હોતો નથી. છતાં તેમાં જે આનંદ, મોજ, મીઠી મીઠી લહેરો કે જેમાં અમૃત સમાન સ્વાદ હતો, અને જે મધુરતા હતી તે બન્ને પ્રેમીઓ જ જાણુતાં હતાં. તે પ્રેમી સિવાય બીજુ કોઈ જાણી શકતુ નહોતું ! અને તે કોઇ જાણી શકે પણ નહીં.

લલિતાના ધૈર્યના વાક્યોથી ચંદ્રશંકરને ધીરજ આવી અને પુનઃ લલિતાના સામે જોઇ કહેવા લાગ્યો.

"લલિતા ! મારા મનને ઘણું મનાવું છું, અંતઃકરણને રોકુ છું પણ બીલકુલ રોકાતું નથી, પણ તમારા તરફ જ મારૂં અંતઃકરણ તણાય છે. બીલકુલ ધીરજ રહેતી નથી, તારા સ્નેહે મારા પર અજબ જાદુ કરેલો છે. તેથી ખાવા પીવાનું બીલકુલ દીલ થતું નથી. તારા પ્રેમમાં ને પ્રેમમાં રાત દિવસ ભમ્યા કરૂછું. તારા પ્રેમે મારુ મન ભ્રમિત કર્યું છે. જેથી આડોશી પાડોશી તથા ઘરના સહુ મને દિવાનો ધારે છે. વ્હાલી ! ત્હારા વિયોગથી આ ચંદ્રની શી દશા થશે તે પ્રભુ જાણે ?"

"વ્હાલા તેમ ખેદ કરવાથી શું થાય છે? આપના દીલમાં જે પ્રમાણે થાય છે તેથી અધીક મારા અંતઃકરણની અંદર થાય છે. પણ શું કરું? પ્રભુ જે કરે તે ખરૂં. પ્રેમથી આપની પાછળ મારૂ દીલ લાગેલું છે. આપના સુખે સુખી અને દુઃખે દુઃખી છું. ઉપર આભ, નીચે ધરતિ સિવાય મારુ કોઈ નથી. મારા ભવિષ્યના સુખનુ સાધન આપના સિવાય મારૂ આ દુનિયાની અંદર કોઇ નથી. હૃદયમાં પ્રેમ, મનમાં ઉત્સાહ, અને શરિરમાં યૌવનના અશ્રુ મળવાથી ગદ ગદ કંઠે બોલી ઉઠી." વ્હાલા મારૂં તન મન ધન આપ પોતે જ છો, હું અભાગણી નાનપણથી જ દુઃખી છું" કહેતાં જ લલિતાનું હૃદય ભરાઇ આવ્યું. અને એકદમ કોચ પરથી ઉઠી બોલી. "પ્રિયતમ, આવજો, હું જાઉછું, મ્હારા સંતાપિત હૃદયને શાંત કરજો." "હવે તમારો વિયોગ સહન થતો નથી, વ્હાલા પ્રાણ ! કહેતાંની સાથે જમીન ઉપર પછડાઇ ગઇ."

ચંદ્રશંકરના હૃદયમાં અનેક વિચારો ભમતા હતા. સુંદર ચ્હેરા તરફ જોવા લાગ્યો. તે બોલ્યો; "પ્રિયે ! તું સંતાપીત થાય છે, અને હું પણ નિરંતર દગ્ધ થાઉછું." એમ કહી તેની પાસે આવી નીચે જમીન ઉપર બેસી લલિતાનું મસ્તક પોતાના ખોળામાં લેતાં જ નીચેના ઉદ્દગારો નીકળી પડયા.

બોલી ઉઠયો, "અહહહ પ્રભુ ! સ્નેહની આ દશા શી ?
અહો કર્તા, તુજ કરણીમાં, આવી તે ક્રુરતા શી ?"

" અહા ! પ્રભુ ! સ્નેહની આવી જ દશા ? પ્રભુ તારી કળાનો પાર કોઇ પામે તેમ નથી, પ્રભુ તારી ઇચ્છા આગળ મનુષ્યની ઇચ્છા નકામી છે. પ્રભુ તું જે કરે છે તે સારાને માટે જ કરે છે, તારી ઇચ્છા અમને દુ:ખી કરવાની છે તો ભલે, પ્રિયે ! ઉઠ, તારા પ્રેમઘેલા ચંદ્રના સામુ જો" કહી ચંદ્રશંકર લલિતાને શુદ્ધિમાં લાવવા માટે પોતાના ખીસામાંથી રૂમાલ કાઢી પવન નાંખતો અફસોસ કરવા લાગ્યો.

"વ્હાલી ! મ્હારા હૃદયની અધીરી બની શા માટે આમ ખેદ કરે છે ? શું મને ત્હારા હૃદયથી વેગળો સમજે છે ?" લલિતા શુદ્ધિમાં આવી ચંદ્રશંકરને ગળે બાઝી પડી. તેના મુખ ઉપર પ્રેમનો ક્રોધ હતો. ગુસ્સો કરવા છતાં પણ ચંદ્રશંકરના મુખ સન્મુખ જોતી હતી. એટલામાં લલિતાને વિચાર ઉત્પન્ન થયો. અને બોલવા લાગી; "અરે ! હું આ શું કરૂં છું ? કોઇ મ્હારા કાકાને કહેશે તો મ્હારી શી દશા ? વારુ પ્રિયતમનો વિયોગ પણ કેમ સહેવાય ?" ચંદ્રશંકર આ સાંભળી બોલ્યો; "પ્રિયતમે ! હું તને કેટલી ચાહું છું તેનું વર્ણન કરવાની મારામાં શક્તિ નથી. ત્હારા ઉપર મ્હારો જે પ્રેમ છે તે શી રીતે કહું ? તારાં વિના આ સંસાર મને શુન્ય ભાસે છે." તેનો હાથ ઝાલી દાબવા લાગ્યો. પ્રેમભરી વાતો કરતો તેના હાથને પ્રેમથી ચું-



શું આજ લલિતા      પાનું ૫૫

બન કરી કહ્યું. "લલિતા! તને ધન્ય છે. શું તારો શુધ્ધ પ્રેમ અરે પવિત્ર પ્રેમજ જગતનો આધાર છે. પ્રેમ વિનાનો સંસાર શુન્ય ભાસે છે! જેણે પવિત્ર પ્રેમનો સ્વાદ ચાખ્યો નથી તે મનુષ્ય હોવા છતાં પશુ સમાન છે. પ્રેમીને પ્રેમી મળવાથી મહા સુખ મળે છે. વગર વિચારે જેઓ પ્રેમ સમુદ્રમાં પડે છે. તેઓ સંસાર સમુદ્રમાં ગોથાં ખાય છે. અને પોતાનુ જીવન દુઃખ મય ગાળે છે. પવિત્ર પ્રેમીઓ! સ્વર્ગિય પ્રેમને હિંડોળે હિંચે છે, પવિત્ર પ્રેમગાંઠથી બંધાઇ સ્વર્ગિય સુખો ભોગવે છે" કહી ચુંબન કર્યું. લલિતા શરમાઇ ગઇ તેનું હ્રદય કંપવા લાગ્યું તે એકદમ ઉભી થવા જાય છે, કે તરત ચંદ્રશંકરે લલિતાનો હાથ ઝાલી નીચે બેસાડી. એટલામાં મેળો જોવા ગયેલી ચંદ્રશંકરની માતાએ ગૃહમાં પ્રવેશ કર્યો, ઇદ્રસભાનો પહેલો અંક શરૂ થયેલો જોઇ આશ્ચર્ય ચકિત થઇ એકદમ મૃદુ સ્વરે "શું! આજ લલિતા!" ના ઉદ્દગારો નિકળતાં ચંદ્રશંકર અને લલિતા શરમીંદા થઇ ગયા. ચંદ્રશંકર તરફ પ્રેમ ભરી દ્રષ્ટિ ફેંકી લલિતા નાશી ગઇ.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### યા ખુદા અબ ક્યા હોગા.

અત્યારે આપણે જે સ્થાનની સમીક્ષા કરવાની છે, ત્યાં અંધકારનો જ સર્વત્ર વિસ્તાર થયેલો જોવામાં આવતો હતો. ક્વચિત્ ક્વચિત્ શ્વાસનો ક્ષીણ ધ્વનિ સંભળાતો હતો. એ સ્થળે કપટશંકરને કેદી તરીકે રાખવામાં આવ્યો હતો. તે આ અસાર સંસારના મોહ માયા આદિ પદાર્થોને પોતાના મનમાંથી દૂર કરવાની ચેષ્ટા કરતો

હતો. પોતાના કરેલા પાપ કર્મોનો પ્રશ્ચાતાપ કરતો ગદ ગદ કંઠે બોલ્યો. " ઓ પ્રભુ ! આ સંસારમાં મારૂં કોઇ નથી. મારા પોના વિના બીજા સર્વે મારા શત્રુઓ છે. આંખુ જગત મને શુન્ય શુન્ય દેખાય છે." તે કારાગૃહની ઓરડીમાં કપટશંકરનો વખત કેમે કર્યો જતો નહિ. અને પોતાની લાગણીનો ઉભરો બહાર કાઢવા લાગ્યો. " અહા ! આજ કે પ્રેમનું પરિણામ ! ક્યાં તે મોહીનીને લઇને નાશી આવવું, મેં પોતે આગળ પાછળનો વિચાર કર્યો નહિં." એમ પોતાના આત્માને ધિક્કારતો એક દિર્ધનિશ્વાસ મુકયો. અને બોલ્યો. " હવે શું કરવું ? કોને ખબર છે કે પરમેશ્વરે શું ધાર્યું છે ! આપણી ધારણાઓ શા કામની છે ? ધાર્યુંતો ધણીનું જ થાય છે. અને કાલે જે થાય તે ખરૂ; મને સ્વપ્ને પણ એવી કલ્પના હતી નહિ કે, મોહીની મને મુકીને નાશી જશે;" એમ કહેતાં જ કપટશંકરના નેત્રમાંથી પ્રબળ અશ્રુની ધારા વહેવા લાગી. તેનાથી એક શબ્દ પણ બોલી શકાયો નહિં તે દિગ્મૂઢ બની ગયો.

વ્હાલા વાંચક, મહાન પ્રભુના દરબારમાં પુન્ય અને પાપ, સ્વર્ગ અને નર્ક, જન્મ અને મરણ, સુખ અને દુઃખ, યોગી અને ભોગી, જહાંગીરી અને ફકીરી, સત્ય અને અસત્ય, સત્‌કૃતિ અને દુષ્કૃતિ, નેકી અને બદી એમ દરેકના બે રસ્તા નિરમાણ કરેલા છે. તેમ મહેનત સિવાય મેળવેલું ધન નકામુ છે. નીતિના સુમાર્ગથી મેળવેલું ધન સદાકાળ નભી શકે છે. અને તેનો દરેક જણ સદાએ સુખ શાન્તિથી સદ્‌ઉપયોગ કરી શકે છે. પરંતુ અનીતિથી મેળવેલું ધન જોતાંવાર અતિશય આનંદ ઉપજે છે. પણ તેનો ઉપયોગ કુમાર્ગે જ થાય છે. ડૉકટર સરકારના જ ઘર ભરાય છે. હરામનો પૈસો હરામ વાટે જાય છે. નવો પૈસો જુનાને પણ સાથે ઘસડી જાય છે. અની-

તેનો પૈસો આવતાં આપણી બુદ્ધિમાં ફેરફાર થાય છે. વાસ્તે જે કાર્ય કરો તે પ્રથમ વિચાર કરીને જ કરજો. સાહસ કદી પણ કરશો નહિં. તેની સાથે સ્ત્રી ઉપર બીલકુલ વિશ્વાસ લાવશો નહિં. કારણ જેટલી તે કોમળ છે, તેટલી પ્રાણઘાતક પીશાચીની છે. વીંછીને મુઠીમાં દાબવો સર્પને છાતી સરસો ચાંપવો, વાઘના મુખમાં હસ્ત આપવો સારો પરંતું સ્ત્રીઓ પર કદી વિશ્વાસ રાખવો નહિ.

સુજ્ઞ વાંચક બંધુ! આપણે તો બીચારા કપટશંકરને ભુલી ગયા. તેતો બીચારો કોટડીની અંદર અશ્રુની ધારા વહેવરાવી રહ્યો છે. શું કરવું તે તેને સ્હમજાતું જ ન્હોતું. ઘણીવાર સુધી તે એકલો બેઠો બેઠો રડયો. આહ! તેને દિલાસો આપી સાંત્વન કરનાર કોણ હતું? બિચારો કરે પણ શું! મોહીની નાશી ગઇ એટલી જ ફીકર નહોતી તેણે આ શ્રૃંખલા બંધમાંથી શી રીતે છુટવું તેના વિચારો થયા કરતાં હતાં. પોતાનો ઉદર નિર્વાહ કરવાની પણ પંચાત, પાસે દમડી પણ નથી. "હર હર! પ્રભુ! આ પ્રસંગમાંથી બચાવનાર તુંજ છે! તુંજ મને માર્ગ દર્શાવ! ત્હારા સિવાય હું રંક પ્રાણી કોને શરણે જાઉં? નિર્દય ન થા. દયા કર! દયા કર! આ તારા રંક બાળકના સર્વસ્વનો નાશ કરતો નહિં! ઓ મહાન પ્રભુ! મ્હારૂ રક્ષણ કરનાર એક માત્ર તુંજ છે!" પળે પળે તે આ પ્રમાણે ઇશ્વર પ્રાર્થના કરતો હતો. "હાય! પ્રભુ, તારો અદલ ઇન્સાફ આજે મને બરાબર મળી ચુક્યો છે. તારા દરબારમાં અદલ ન્યાય છે. જેવા જનની ચાકરી તેવાં તેનાં ફળ મળે છે, "ધર્મે જય અને પાપે ક્ષય." તે વાક્ય બરાબર છે. કરે તેવું પામે લોક કહેવત મુજબ આજ મને મળી ચુકયું છે. એક શાયરે કહ્યું છે કે "કળજુગ નહિં કરયુગ હય, એહ હાથ દે ઓ હાથ લે." બરાબર જેવું વૃક્ષ તેવાંજ

ફળ હોય છે. આંબાના વૃક્ષથી સ્વાદીષ્ટ ફળ મળે છે. મુર્ખજનો બાવળ વાવી આમ્રફળની આશા રાખે તે ક્યાંથી મળે ? પણ કાંટાજ વાગશે. જેવું કરીશું તેવુંજ પામીશું, અગ્નિ સળગતો હોય છે ત્યારે હાથને બાળે છે, ઠંડો થયા પછી હાથ કાળા કરે છે. તેમજ દુર્જનની સોબતની દુનિયાની અંદર બેઇજ્જત થઈ બુરા હાલે મરણ પામે છે. હાય પ્રભુ ! સ્હાય થા. ”

“હાય ! ચાલુ જમાનાની અંદર નીતિ નાશ પામી, કુલટાનો પ્રેમ સમજાયો, પારકા પોતાના થતાં હોય તો શું કરવાને કરે લગ્ન, તે મુજબ બન્યું. ભોળા હૃદયના પુરુષોના અંતઃકરણને ફેરવી નાખનાર તમારી દગાબાજ યુક્તિઓથી ફસાવી દઇ પરતંત્રતાની બેડીમાં નાંખનાર સ્ત્રીઓજ છે,

“ મોહીની મોહીની તું બરાબર મોહીનીજ છે. તેં મારા અંતઃકરણને હરી લઇ મને શ્રૃંખલા બંધન કરાવનાર તુંજ છે. જો તું નાશી ના ગઇ હોત તો મારી આ સ્થિતિ ન થાત, તારી ચક્ષુઓમાં અમી જણાતી તેથી તારી મોહજાળમાં સપડાઇ મારા બુરા હાલ થયા છે. તારા હૃદયમાં હળાહળ ઝેર ભરેલું તે હું પારખી શક્યો નહિં. તારા પર વિશ્વાસ રાખ્યો તેનાજ મને ફળ મળે છે. ત્હારે માટે મેં મારાં સઘળાં સગાં સબંધીને તજી દીધાં છતાં તેં મ્હારી સાથે આટલું બધું કપટ રાખી નાશી ગઈ? આહા ! વ્યભિચારીણી સ્ત્રીઓનો કદી વિશ્વાસ કરવો નહિં ! એ મહા વાસ્ત સત્યતા દર્શાવે છે.” વેશ્યાના પ્યારમાં પડી જે ફળ મેળવ્યું તે માટે અફસોસ કરવા લાગ્યો

“ પ્રભુ ! હવે સહાય થા અને તારા રંક બાળક ઉપર કૃપા કરી દુઃખમાંથી બચાવ ! ” કહી પોતાના મસ્તક પર મુઠીનો પ્રહાર

કર્યો. ભય અને ભુખથી તેનું મગજ ભ્રમિતની માફક ભમ્યા કરતું હતું. જેથી મુઠીનો પ્રહાર થતાંજ બેભાન થઈ જમીન ઉપર પડયો. તેને બીલકુલ શુદ્ધ કે સાન રહી નહિં. કોઇ તેને શુદ્ધિમાં લાવનાર સ્નેહી નહિ હોવાથી બિચારો અડધો કલાક તેજ સ્થિતિમાં પડયો રહ્યો. ધીરે ધીરે તેને કળ વળી પુર્ણ શુદ્ધિમાં આવતાંવાર જેમ તેમ કરીને ઉભો થયો. બારીની ઉપર સળીઆની જાળી જોઇ તેને કંઇક ભાન આવ્યું, અને તુરત તે તે તરફ ગયો. જેમ તેમ કરી બારી ઉપર ચડી જાળીની અંદરથી હસ્ત બહાર કાઢી જોયું તો સાંકળ વાસેલી હતી. પરમાત્માએ તેના ઉપર દયા લાવી પસ્તાવાનો બદલો આપ્યો. નકુચાની અંદર તાળુ નહિં હોવાથી ખુશ થતો ઇશ્વરનો ઉપકાર માનતો ધીમેથી સાંકળ ખોલી દરવાજો ખુલ્લો મુકી ધીમે પગલે ચુપકીદીથી ચાલતો થયો. થોડીવાર પછી જેલ પરનો પહેરેગીર જાગી ઉઠયો. જેલનો દરવાજો ખુલ્લો જોઇ ગભરાવવા લાગ્યો અને ઓરડીમાં જઇ જુએ છે તો નવા કેદી કપટશંકરને નહિં જોવાથી એકદમ ચમક્યો અને બોલી ઉઠયો !

"યા ખુદા અબ ક્યા હોગા !" કહેતાંની સાથે જ ઉપરી અમલદારના ત્રાસથી બેશુદ્ધ થઈ જમીન ઉપર પડયો.

---

## પ્રકરણ ૧૨ મું.

### બોલ હું કોનું નામ લઉ?

ઘણો વખત થયો પણ આપણે મોહીનીને બીલકુલ યાદ કરી નહિં. વેશધારી ફકીર પાસેથી છટકી કેટલેક દુર એક મહાદેવના દેવળમાં બેઠેલી નજરે પડે છે. ચાંદની રાત્રિ હોવાથી એક જાળી-

માંથી ચંદ્રના કિરણો તેના મુખાર્વીંદ પર પડતાં હોવાથી તેની ખુબસુરતી જોઇ ભલભલાના ભાન ભુલાવી દે તેવો અજબ ચમત્કાર ભાસતો હતો. રાત્રિના અગીયાર વાગ્યાનો સમય થવા આવ્યો છે. પવનથી વૃક્ષના પાંદડાં ખરરર કરતાં હાલતાં દ્રષ્ટિગોચર થાય છે. કોઇ કોઈ વખતે દોડતા હરણના ટોળાંના પગની ખળીઓનો અવાજ કાને અથડાતો, તથા તમરાના અવાજ સિવાય અન્ય કાંઈ સંભળાતું નહિં. રાત્રી શુન્ય અને ભયાનક ભાસતી હતી. છતાં દુઃખમાં દબાએલી દુઃખના ડુંગર પર ચઢેલી મોહીનીને તેની બીલકુલ અસર થતી નહિં. તે શાંન્ત થઈ બેસી રહી છે. છતાં પેલા વેશધારી ફકીરે કહેલા શબ્દો તેના મગજને ભ્રમિત કરી રહ્યા છે. તેના ઓષ્ઠ ફડફડતા દેખાય છે. થોડીવાર તેજ સ્થિતિમાં રહ્યા પછી, પોતાની આંખો ખોલી આમતેમ બાવરાની માફક જોતી ક્રોધાવેશમાં બોલી.

“ખબરદાર! પાસે આવીશ તો તારા જાનથી જઇશ. દૂર રહે, ફકીરના નામને એબ લગાડનાર નર પીશાચ! તું ફકીર નથી પણ ચંડાળ છે. ધર્મના નામે ધતીંગ કરનાર ધુતારો છે. તું ફકીર નહિં પણ ધર્મભ્રષ્ટ કરનાર નરપિશાચ રાક્ષસ છે. તું મુસલમાન અને હું બ્રાહ્મણ આર્યબાળા, કદિ પણ મુસલમાન થઇશ નહિં. શું આ દેહ ભ્રષ્ટ થશે? ધર્મ ડુબી જશે? નહિં નહિં તે પ્રમાણે કદી પણ બનશે નહિં. તારા મનના મનોરથો કદી પણ સફળ થનાર નથી. મોહીની મુસલમાન થહિં થાય, તે નહિંજ થાય. તે નક્કી સમજી લે જે?” આ પ્રમાણે ઉદ્દગારો કાઢતી મોહીની બહાર નિકળવા જાય છે કે તરત તેના કાનને ભેદી નાંખે તેવા સુંદર અવાજથી કોઇ ગાતું ગાતું તેની તરફ આવતું હોય એવો અવાજ આવવાથી ત્યાં થોભી, ગાનાર શું ગાય છે તે છુપાઈને સાંભળવા લાગી.

ગઝલ.

" અહો ! ફિરનાર ઇન્સાફી અદલ ઇન્સાફ ત્હારો છે;
ખલકને ખુબ પ્યારો છે ! અદલ ઇન્સાફ ત્હારો છે. અહો !
કુકર્મે કષ્ટ ભોગવીએ, તમોને દોષ કાં દઇએ !
ગુન્હો સઘળો અમારો છે, અદલ ઇન્સાફ ત્હારો છે ! અહો !
રમીને પાપના પાસા, સુખોની રાખીએ આશા !
ખરે ખોટા વિચારો છે, અદલ ઇન્સાફ ત્હારો છે ! અહો !
સદા ચરણે સદા ચાલે, સદા સુખ તેહને આલે !
પુરાવો તો હજારો છે, અદલ ઇન્સાફ ત્હારો છે ! અહો !
કરેલા પાપ જામે છે, પછી જન કષ્ટ પામે છે !
અહા ! એ ગુમ મારો છે, અદલ ઇન્સાફ ત્હારો છે ! અહો !"

મણીકાન્ત."

ગાનાર ભગવાં વસ્ત્રધારી પુરૂષે પોતાનું ગાન તેજ દેવળમાં પૂર્ણ કર્યું. લાંબી દાઢી અને ભગવી કફનીથી મોટા મહંત' જેવો દેખાતો હતો. જોગીની ગઝલથી મોહીની દિવાની થઇ ગઇ અને આવેલા જોગી પાસે બેઠી. તે સમયે જોગી ધ્યાનસ્થ બેઠો આમને આમ રાત વીતી અને પાછો દિવસ ઉગ્યો. ધ્યાનમાંથી મુક્ત થયા પછી મોહીનીએ બે હસ્ત જોડી પ્રણામ કર્યાં કે—કલ્યાણ હો આશિર્વાદના ઉદ્દગાર કાઢતાં ઝોળી જમીન ઉપર મુકી શાંત થઇને બેઠો. મોહીનીની દ્રષ્ટિ જોગી તરફ હતી, ફકીરનો ખ્યાલ થતાં બારીકીથી પોતાની નજર તેની તરફ ફેરવતી હતી. પણ તે પ્રમાણે ચિન્હ નહિં જણાવવાથી પોતાનું મન સ્થિર રાખી મૌનધારી બેસી રહી.

આવનાર જોગીથી હસી પડાયું. તેના દાંત બહાર દેખાવા લાગ્યા. આથી મોહીનીને કાંઇ નવાઇ લાગી. અને શાંતિથી પૂછવા

લાગી. "મહારાજ ! આપ કંઇ જ્યોતિષનું કામ જાણો છો ?" મોહીની બોલી. "જી હા. હું હસ્તરેખા સારી રીતે જોઇ શકુ છું. અને આપનો હસ્ત જોઇ દરેક હકીકત કહીશ." જોગીએ જવાબ આપ્યો.

"હ્યો ત્યારે મહારાજ મારો હાથ જુવો જોઇએ," એમ કહી પોતાનો હાથ લાંબો કર્યો. જોગી થોડીવાર તેના હસ્ત સામુ જોઇ રેખાઓ જોતો હોય એમ વિચાર કરી કહેવા લાગ્યો.

"દેખ તુમ બડી સમજદાર હે, તેરે આયુષ્ય ચુવોતેર વર્ષકા હય, તેરા તકદીર બડા જોરદાર હય, મગર તેરેસેં બ્હોતસેં પ્રાયશ્ચીત હુવે હય. ઇસિ સબબસેં તું પ્રભુકી બ્હોત ગુન્હેગાર હય, તું પુરેપુરી નર્કકી અધિકારીણી થઇ ચુકી હય. ત્હેરે ગુન્હેસે તેરેકું બ્હોત દુઃખ પડેગા, મગર દેખ દુનિયાકા ભરૂસા મત રખના તેરી સાથ કોઇ આદમ મ્હોબત કરકે બેવફા હોકર ચલા ગયા હય. તેરેકુ એકેલી છોડકે ચલા ગયા; તેરે સાથ કયસી બેઇમાની કરી ઇસ લીયે મય કહતા હું કે અબ ફીરસેં ધોકા મત ખાના, સંધ્યા કે જયસે રંગ બદલાતે હય વયસે રંગ દુનિયાકે હય. દુનિયા એક સરખી નહિં હય. હસ્તીકો દો તરહકે દાંત હોતે હેં. બહાર જો દેખાતે હય વો દુનિયાકો બતાનેકા હય, મગર ખાનેકા ઔર હય. યું દુનિયા કહેનેકી ઔર હય અને ચલનેકી ઔર હય. બુરેકા અંજામ બુરાહી મીલતા હય."

કેટલોક વખત વિચાર કરી રેશમની દોરીનો દડો ફેરવતો અને દડા સામુ જોતો હતો. એમ દડો ત્રણવાર ફેરવી બોલ્યો. "કપટશંકરને તેરે સાથ બ્હોતસી બેઇમાની કરી ઇસ સબબસેં બહોતસી દુઃખી હાલતમેં હય, બિચારેકી દયા મેરેકું બ્હોત આતી હય. મગર ખુદા

આગે મેરા બિલકુલ ચલતા નહિં હય. યા પરમાત્મા પ્રભુ ખુદા તું ઇસીકુ દુઃખમેસેં છુડાઈએ.” જોગીના લાંબા લાંબા વિવેચનથી આશ્ચર્ય પામી કપટશંકરનો ખ્યાલ એક બાજુ રહ્યો. પ્રભુ ખુદા બંન્ને નામ એકી સાથે સાંભળતાં તેના શબ્દોનો ખ્યાલ મગજની અંદર ઘોળાવા લાગ્યો. અને બોલી, “જોગી મહારાજ ! તમારા ભેદ ભરેલાં વાક્યોથી હું સાવચેત છું. તમો પ્રભુ ખુદા બન્નેનું એક સરખું નામ દો છો. તો હું કોના ઉપર ભરોંસો રાખું, આથી મને સંદેહ પડે છે કે તમે પેલા ફકીરતો ન્હોય ? લાગો છો તો તેવા. ” ક્રોધાગ્નિમાં બળતા હૃદયે બોલી, “ જોગી મહારાજ ! બોલો હું કોનું નામ લઉ ?” જોરથી બુમ મારતાંજ મોહીનીએ જોગીની દાઢી પકડી આથી જોગી ગુસ્સે ન થતાં ખડખડાટ હસી પડયો. આથી મોહીનીના હૃદયમાં અગ્નિ વધારે પ્રગટયો, આંખો લાલચોળ થઇ ગઇ, ગુસ્સાને લીધે તેની ચક્ષુઓમાંથી અગ્નિ વરસવા લાગ્યો. એકદમ ક્રોધાવેશમાં આવી “ બોલ હું કોનું નામ લઉં ?” ના ઉદ્દગારો નિકળતાંજ એક સ્ત્રીનું પ્રાક્રમ જોઇ અબળા કેટલી સબળા છે તેનો વિચાર જોગીને થઈ આવ્યો. તેના મગજમાં તરેહ તરેહના વિચારો ઉદ્દભવવા લાગ્યા. પરંતુ પોતાનું હૃદય કાબુમાં રાખી પુનઃ બોલવા લાગ્યો.

“ખુદા પ્રભુ એક હય; રામ ઔર રહેમાન એક હય, ઇસમેં કોઇપણ પ્રકારકા ભેદ નહિં હય. ભેદ બોલનેકા હય, સબ વસ્તુકા સરજનહાર એક હય, ખુદા ઔર પ્રભુકા નામ લેને કે લીયે મિથ્યા-ભિમાન કરનેવાલે બ્હોતસેં લોગ હય. પ્રભુ ખુદાકે અન્ય નામોપર વાદવિવાદ કરનેવાલે બ્હોત હય. મગર સબ નામ અલગ અલગ હય. જુદા એક ભી નહિં. દેખ સુન કબીરજીને કહા હય.

**રાગ, જીલ્લા-ઝીંઝોટી; તાલ, ત્રીતાલ.**

મો હો કાંહાં તું ધુંડે બંદે, મેં તો તેરે પાસમે;
નામે કોઈ કીરીયા કર્મમે, ના જોગ સન્યાસમે. મોહે.
ના મેં પોથી, ના મેં પંડીત, ના કાશી કૈલાશમે;
ના રહતા મેં શ્રીદ્વારકાં, ના રહેતા જગન્નાથમેં મોહે.
ના રહતા મેં મક્કા મદીના, ના રહના હીમાલયમેં;
ના રહેતા મેં જંગલ સહરા, મેં રહના બિશ્બાશમેં. મોહે.
કહત કબીર સુનો ભાઈ સાધુ, સબ શ્વાસનકે શ્વાસમેં,
જો ખોજે તો તુરત મીલું, મે છીન ભરકે તલાસમેં, મોહે.

દેખ કબીરજી કહે તે હય કે પરમાત્મા સર્વવ્યાપક હય. કોઇબી વસ્તુ પ્રભુ વિનાની નહી હય. બડે બડે ઋષિમુનીઓ સબકુ એઠી સમજતે હય. તો તું અભિમાનસેં ક્યું દિવાની હો ગઈ હય. દેખ ખ્યાલ કર, તેરે અંતઃકરણમેં બિચાર કર. કયા કરને કે લીયે દોષમેં પડતી હય ?" કહી જોગી શાન્ત થઇને બેઠો. કે તરત પકડેલી દાઢી મુકી દઇ શાન્તિથી તે જોગી સામે બેઠી. તેના અંતઃકરણમાં ફકીરના દરેક વિચારો ઉપરા ઉપરી થવા લાગ્યાં. ભવિષ્યવેત્તા ફકીરનો ખ્યાલ આવ્યો. ધર્મનું અભિમાન ડુબી ગયું. ફકીર તરફના પ્રેમથી તેના વિચારોએ તેના અંતઃકરણને ઘેરી લીધું. પણ તેથી તેનું કંઇ વળી શકે તેમ નહિ હોવાથી જોગીને પ્રથમ મળેલા ફકીર સબંધીની દરેક હકીકત જાહેર કરી.

"તેરી મરજી હોવે તો મય મેરે યોગ બલકે પ્રતાપસેં તેં જે ફકીર કું દેખા હય ઓહી ફકીર યહાં લાદું." જોગીના વચનો સાંભળતાં મોહીનીને કંપારી છુટી પણ હિંદુ ધર્મ પાળનાર જોગીના ઉપદેશ આગળ ચલિત થઈ; તેથી તેણે હકારમાંજ જવાબ આપ્યો

"દેખ પીછે મય આને વાલા નહિં હું." મોહીની તરફથી જવાબ નહિ મળવાથી થોડેક દૂર જઇ પાછો પ્રથમ ફકીરના વેશમાં આવી, મોહીનીની સમક્ષ ઉભો રહ્યો. મોહીની ધારી ધારીને જોવા લાગી. ફકીરને જોઈ મંદ હાસ્ય કર્યું, કે તરત ફકીર પણ ખુશ થયો.

મોહીનીએ ફકીરના બંને હાથ પ્રેમ પુર્વક ઝાલી લીધા. દેવળની અંદર નહિં રહેતાં બહાર નીકળી વૃક્ષોની ઘટામાં થઇ ચાલતાં થયાં, મોહીની ચલિત થઈ ગઈ, પણ જાણતી નથી કે કોઇ ઠગ છે, કે ફકીર છે. તેને બીલકુલ ભાન નથી, મોહીનીને નથી તો ચાલશે પણ મારા સુજ્ઞ બંધુને પણ નથી. આજ સુધી તો તેને ફકીરના નામથી ઓળખીએ છીએ અને ઓળખીશું-છતાં તેને ફકીરનો વેશ લઇ મોહિની સાથે ફરવાની શી મતલબ હશે? અને તે કોણ હશે? તે જાણવાની તમારી ઇચ્છા છે તો અગાડીના પ્રકરણમાં ખુલાશો કરીશું. હાલ તો તેને ફકીર ધારીને આપણે બીજી બાજુ નજર કરીયે.

---

## પ્રકરણ ૧૩ મું.

---

### શું ! એજ વિચાર.

"ન્હાના બચ્ચાઓને પ્રથમથી જ મોઢે ચડાવવાથી અનિષ્ટ પરિણામ આવે છે. તેં નાનપણથી જ 'મારી લલિતા મારી લલિતા' કહી સામુ બોલતાં શીખવ્યું છે. લોક કહેવત મુજબ 'બુધે જાર બાજરી, બુધે નાર પાધરી, બુધે ડોબું દોહવા દે, બુધે છોરૂં છાનુ રહે,' તે કહેવત સાચી પડી. જો નાનપણથી કાબુમાં રાખી હોત તો અત્યારે આવો વખત ન આવત, તે આવા ઉંચે સ્વરે બોલી શકત

નહિં. આતો અતિશે લાડ લડાવવાથી મર્યાદાનું ઉલ્લંઘન થયું. પણ ઠીક છે, હું જોઉ છું" કહી. મગનલાલે લલિતાને ક્રોધાવેશમાં જોરથી બુમ મારી આ સઘળું લલિતા બાજુના ખંડમાં ઉભી રહી સાંભળતી હોવાથી જરા દૂર જઇ "આવું છું" કહી. તેની કાકી ધનલક્ષ્મીની સન્મુખ એ હસ્ત જોડી ઉભી રહી.

"લલિતા તારું લગ્ન રાજનગરના એક ગૃહસ્થને ત્યાં કરવાનું છે, તે વિષેની સઘળી હકીકત તારી કાકીએ તને કહી હશે. તે સબંધી તું ના કહે છે, તેનું શું કારણ છે ? " મગનલાલે ગંભીરતાથી પૂછ્યું.

"પુજ્ય કાકાશ્રી આપના ઉપકારથી બંધાયેલી છું, ગાયને દીકરી દોરે ત્યાં જાય, ગાયને ઘાસ ખવરાવવાથી પોતાના બચ્ચાના પીવાના દુધમાંથી આપણને પય આપે છે. તેને પી આપણા આત્માને સંતોષી શરીરમાં લોહીનો વધારો કરી શકીયે છીયે. તેવી કામધેનું ગાયોને કસાઇને ત્યાં આપવાથી તમારા દીલના અંદર શું થશે, કદાચ કસાઇ પૈસાથી ભરપુર હશે, તેથી આપનું અંતઃકરણ તેને જ આપવાને દોરાશે. તે કદાચ આપશો તો છેવટે તે કામધેનુનો વધ તેના જ હસ્તથી થશે. કાકા ! કાકા ! વિચાર કરો તેથી તેનું પ્રાયશ્ચીત બીજા કોઇને નહિં પણ આપનારને જ લાગશે. દુનિયાની અંદર કહેવત રહેશે. તેમ મારુ યદા કદાચિત્ત થયું તો પછી એ કલંક ચિરકાળને માટે આપને શિર રહી જશે. તે આપ પુજ્ય વિચાર કરશો."

"લલિતા અતિશય નાના મોઢે મોટી મોટી વાતો કરવી તે સારુ નહિં. નાદાન હું તને કસાઇને ત્યાં નહિં પણ ધર્માધને ત્યાં સોપું છું." "આપનું કહેવું વ્યાજબી છે. પરંતુ દરેક વાતનો ખ્યાલ કરવાની જરૂર છે. પુજ્ય કાકાશ્રી બજારમાં કાંઇ ચીજ લેવા જઇએ તો દશ

જગાએ ભાવ પુછીએ છીએ. તો આતો લગ્નનું કામ એ કંઇ કુંભારના ઘરના વાસણની પેઠે બદલાતું નથી, પણ આપના હિન્દુ ધર્મ મુજબ જે મનુષ્ય અથવા સ્ત્રી લગ્ન ગાંઠથી બંધાય છે. તે કોઇ દિવસ પતિ પત્નિથી છુટા થઇ શકાતું નથી. પરંતુ જન્મ પર્યંત સુધી નીભાવવું પડે છે. માટે જો તકદીરમાં સુખ હશે તો દુઃખી થતું નથી. તેમ જેના તકદીરમાં દુઃખ લખેલું હશે તેને કોઇ સુખી કરનાર નથી. સુખ કે દુઃખ વિધાતાએ નિરમાણ કરેલું હોય છે તે પ્રમાણે બને જાય છે. માટે પત્ર ઉપર આધાર નહિં રાખતા પુર્ણ વિચારીને કામ કરવાથી ફાયદો થાય છે."

"મને જેની ખાત્રી છે, તેના ઘર સંબંધીની મને પુરેપુરી ખબર છે એટલે જ હું તારા લગ્ન ત્યાં કરવાને નિશ્ચય કરુ છું. તારા કરતાં મારામાં વધારે બુદ્ધિ હશે, મેં જેટલા દુનિયાના રંગ જોયા હશે તેટલા તેં મનુષ્ય નહિં જોયા હોય. હું કાંઇ મુર્ખ નથી કે પત્ર ઉપર વિશ્વાસ રાખી તારુ લગ્ન કરવા વિચાર કરુ. મારી ખાત્રીથી કહું છું કે ત્યાં તું સુખી થઇશ. ત્હારુ તકદીર વધારે બળવાન છે. નહિં તો આવા મોટા ઘરનું માગું આવે નહિં. તેથી તને ભાગ્યશાળી સમજું છું."

"પુજ્ય કાકાશ્રી, આપ મારા માટે જેટલું સુખ આપવા ધારો છો તેને માટે આપનો ઉપકાર માનું છું. પરંતુ દુનિયાની અંદર દશા વીશી કોઇની સરખી જતી નથી, અને જવાની નથી. દશાનો ક્રમ હરવખત બદલાય છે. આજે એકને ચડાવે છે, તેને તે કાલે પછાડે છે. તડકા પછી છાંયડો ફરી જમાવે તાપ. એમ શ્રૃષ્ટિનું ચક્ર ફર્યાં કરે છે. દુનિયાના સ્વપ્નવત્ સુખો જોઇને મિથ્યાભિમાન ન કરવો. જેને આજે ધનવાન જોઇએ છીયે તે કાલે સવારે ભીખારી થઈ જાય છે. દશાથી રાયનો રંક અને રંકનો રાય અમીરનો ફકીર

પલવારમાં થઇ જાય છે. સવારે શું થશે તેની કોઇને ખબર નથી. ભાવીમાં હશે તે બનશે."

"બાળકૃષ્ણને ઘેર સર્વે છે. ધન છે, માન છે, યશ છે, જે જોઇએ તે સર્વ છે. નાદાન છોકરી, વિચાર કર તેના જેવો વિદ્વાન અને ગુણીયલ બીજો આપણી ન્યાતમાં તેના જેવો મળવો મુશ્કેલ છે. તારા સઘળા ભવિષ્યના સુખોને ધુળમાં રગદોળીસ નહિં. મારા કહ્યા મુજબ નહિં માનીશ તો લલિતા! લલિતા! હું તારા લગ્ન જોર જુલમથી કરીશ. અને મારી મીત્રાઇમાં ગાઢ સંબંધ જોડીશ."

"પુજ્ય કાકાશ્રી, આપની મીત્રાઇના સબંધ આગળ-આપે મારા ભવિષ્યનો બીલકુલ ખ્યાલ કર્યો નથી. જ્યારે આપને આપની મીત્રાઇનો ખ્યાલ થાય છે. તો પછી મારા ભવિષ્યનો ખ્યાલ મને કેમ ન થાય? મારા મનની જે મુરાદ હતી, તે નષ્ટ થવા બેઠી. તમે મારુ લાલન પાલન કર્યું છે-હું જન્મ પર્યંત સુધી આપના ઉપકારથી બંધાએલી છું. આપની ઋણી છું." કહેતાં જ લલિતાના નેત્રમાંથી પ્રબળ અશ્રુની ધારા વહેવા લાગી.

"તારા માતા પિતા સ્વર્ગે સિધાવ્યા એટલે આમ રડી અમને ઓશીયાળા કરે છે. બરાબર છે મેં તને પાળી પોષી તેનો જ બદલો આપે છે."

"મારા માતાપિતા કરતા આપે મારા ઉપર અધિક પ્રેમ રાખી પાળી પોષી મોટી કરી છે. જેને માટે હું આપનો આભાર માનું છું. પરંતુ તેના ઉપર આપ પાણી ફેરવવાનો બિલકુલ વિચાર કરશો નહિં."

"છોકરી, હું તને દુઃખમાં નાંખવાનો બીલકુલ વિચાર કરતો નથી. પણ તને સુખી જોવાને માટે પ્રયત્ન કરું છું. છોકરી, બોલતાં ચઢી જાય છે કેમ? જેમ હું તારી દયા રાખું છું તેમ તેનો દુર ઉપયોગ કરી મારુ અપમાન કરે છે?"

"કાકા! કાકા! હું કાંઇ આપનું અપમાન કરતી નથી. હું સમજું છું કે જેટલી તમારા અંતઃકરણમાં દયા છે. તેથી વિશેષ ક્રૂરતા છે તે હું બરાબર સમજું છું. આ લલિતાના દેહમાં પ્રાણ છે ત્યાં સુધી રાજનગર લગ્ન કરવા દેવાની નથી તે નથી જ?" લલિતાના છેલ્લા શબ્દો સાંભળતાં મગનલાલના ગુસ્સાનો પાર રહ્યો નહિં. તેમની રગેરગમાં લોહી ઉકળવા લાગ્યું. અને એકદમ ક્રોધાવેશમાં જોરથી લલિતાનો હસ્ત ઝાલી "શું? એજ વિચાર!" હા તેજ જવાબ મળતાં જ લલિતાને ધક્કો મારી મગનલાલ ચાલતા થયા. ધક્કાથી લલિતા જમીન ઉપર પડી. ધનલક્ષ્મી લલિતાને પુત્રી પ્રમાણે ગણતી હતી. તે જેવી લલિતા જમીન ઉપર પડી કે તેના દાંત બંધાઇ ગયા. આંખો ડગમગવા લાગી અને તેનો સુંદર ચહેરો એકદમ ફીક્કો પડી ગયો. આવી સ્થીતી લલિતાની જોઇ ધનલક્ષ્મીને દયા આવી જેથી લલિતાનું માથુ પોતાના ખોળામાં લેઇ શુદ્ધિમાં લાવવા માટે પ્રયત્ન કરવા લાગી. પરંતુ માથામાં વધારે જોરથી વાગેલું હોવાથી લલિતા શુદ્ધિમાં આવી નહિં. ધનલક્ષ્મીને લલિતાના પ્રેમે તેનું હૃદય પીગળાવ્યું અને તે ત્યાંજ બેઠી બેઠી અશ્રુપાંત કરતી શુદ્ધિમાં લાવવાના ઉપચારો કરવા લાગી.

---

# પ્રકરણ ૧૪ મું.

## ભયંકર ભોંયરૂં.

સુજ્ઞ વાંચક બંધુ! તમોને તમારી ઇજતનો ખ્યાલ થતો હોય તો, કદી પણ કુમતિના માર્ગે દોરાશો નહિં. કુમતિ વધારે બળવાન

અને હાનિકારક છે. કુમતિ તમારા વિચારોને ફેરવવા હમેશાં નવા નવા હજારો તરંગો ઉત્પન્ન કરશે. કુમતિમાં દોરાયા પછી તમારૂ સર્વસ્વ ગયે પણ છુટકો થવાનો નથી. છુટકો માત્ર સત્ કર્મથી જ છે. સત્માર્ગે ચાલનાર આગળ તેનું બીલકુલ બળ ચાલશે નહિં. જ્યાં સુધી તમારાં અંતઃકરણમાં ઇશ્વર સ્મરણ હશે, ત્યાં સુધી તમારા હૃદયમાં કદી પણ ખોટા વિચારોનો સંચય થશે નહિ.

નંદશંકર કપટશંકર પાસેથી છુપી રીતે શું કરીને નાશી ગયો. તે આપણી નજર બહાર નથી. પણ હવે નંદશંકરની શી અવસ્થા થઇ તે વાંચક વર્ગને જાણવાની જીજ્ઞાસા હશે, માટે સામેના ચોતરા તરફ આપણી દ્રષ્ટિ ફેરવીશું. ગામના અગ્ર ભાગમાં એક લીંમડાનું ઝાડ હતું. જેને ફરતો ગોળ છો બંધ ચોતરો હતો. જે ચોતરા ઉપર નંદશંકર અતિશય પરિશ્રમથી થાકી જઇ બપોર થયેલા હોવાથી લીમડાની ઠંડી છાંયા નીચે છોબંધ ચોતરા ઉપર વિશ્રાંતિ લેવા સારૂ બેઠેલો છે. થાક અને ભુખથી કંટાળી ગયેલું તેનું મુખાર્વીંદ નિસ્તેજ માલમ પડે છે. તે અતિશય પરિશ્રમથી થાકી ગયેલો હોવાથી પોતાના હસ્ત વડે પોતાના પગની પેંડીઓ દાબતો દ્રષ્ટિએ પડે છે. ક્વચિત્ તેનું મુખાર્વીંદ પ્રફુલ્લીત દેખાય છે. તો કોઇ કોઇ વખતે ભયભીત થઇ નિસ્તે જ બની જાય છે. આથી તે કંઇ ઊંડો વિચાર કરતો હોય એમ જોનારને સ્પષ્ટ રીતે જણાઇ આવતું હતું. તે પોતાના મનમાં ખુશ થતો પુનઃ આત્મગત બોલવા લાગ્યો.

"કપટશંકર બહુ દૂર રહ્યો, હવે કંઇ આશા નથી કે મારે એનો ભેટો થાય. રજા સિવાય મોહીની સાથે બોલાય નહિં. આપણાથી હસાય નહિં. અને રજા સિવાય ભુખ લાગી હોય તોએ ખાવાનું મંગાય નહિં. ભુખ્યા પડી રહેવું પડે, આટલાં દુઃખો સહન કરવા

છતાં કપટ! કપટ! તને મારો બીલકુલ વિશ્વાસ ન આવ્યો, તે ન જ આવ્યો? છેવટે મોહીની પર ઇતબાર રાખી મને સૂતો મુકી નાશી જવાની યોજના કરવા લાગ્યો. તારે સારૂ તારા સ્નેહને લીધે મેં મારા સગાં સ્નેહીઓને છોડી દીધા. તારે લીધે જંગલે જંગલ ભટક્યો તેનો પણ તેં જરાએ ખ્યાલ કર્યો નહિં."

"દોસ્ત બીરાદર તું મોહીનીના ફંદામાં ફસાયો છું. પણ યાદ કરજે કે છેવટે મોહીની તને તજી દેશે. મોહીની બડી બદમાસ છે. અબળા છતાં સબળા છે. છે તો સ્રી પણ તેના હૃદયમાં હળાહળ ઝેર ભરેલું છે. કાળી નાગણ છે ડસી તો મુવે જ છુટક્યો, તે કોઇ વખત તેના પ્રાણ લીધા સિવાય રહેશે જ નહિં. ભાઇ રહેશે ગફલતમાં અને બાઇ સમજાવશે લપડમાં. અને સમય આવે મોહીની ગળું દબાવી દેશે કે ભાઇના પ્રાણ જતાં વાર પણ નહિં લાગે જ્યાં સુધી પાસે ખરચી છે ત્યાં સુધી મહોબત કરશે અને જ્યારે ખરચી ખુટશે કે તુરત જ કપટશંકરની પણ મ્હોબત તુટી સમજવી, હાલ તો મોહીની જેમ રમાડે તેમ રમે છે. તે નચાવે તેમ નાચે છે. વાહ! કપટ! વાહ! તારો રંગ ન્યારો છે. તારા વિચારો અજબ તરેહના છે. તું મોહીનીને જોઇને તો જાણે આંધળો ભીંત જ થઇ જાય છે. એક વખત દુનિયાની દ્રષ્ટિએ નહિં જોએલું દેખાડશે તે વખતે બાઇની આંખ ખુલશે તે સિવાય ખુલે તેમ નથી," (પાછા તેના વિચાર ફર્યા.)

"હું બીજાના છિદ્ર ક્યાં તપાસુ છું? મારા પોતાના જ પગ તળે બળે છે. ઘરમાં લ્હાય થઇ છે ને બીજાનું બુઝાવવા જઉ છું તો પછી મારા જેવો બીજો કોણ મુર્ખ હશે? મારી તો મને ફીકર થતી નથી ને બીજાની ફીકર કરૂ છું તો પછી મારા જેવો બીજો મુર્ખો કોણ? "સામાને શિખામણ દેનાર પોતાની જ અંતઃ પરિક્ષા કર?" પડવા

દે બન્નેને કુવામાં મારે હવે શું કરવું? ક્યાં જાઉં ગામ તો સારૂ છે. પણ રહેવું કોને ત્યાં? પાસે જોખમ છે. ગામમાં કોઇ તથી સગુ કે વ્હાલું તેમ કોઇની સાથે ઓળખાણ નથી કે કોઇને ઘેર જાઉં. ભૂખ કકડીને લાગી છે. માટે ચાલ જોઉં ગામમાં કંઇ વીશીનો પતો લાગે છે? કંઇ વીશી હોય તો ત્યાં જ મુકામ કરી ખાવાનું ખાઇ જરા આરામ કર્યા પછી જોઇ લેવાશે માટે આમ બેસી રહે કંઈ વળે તેમ નથી. હવે તો ભુખથી આંખે અંધારાં આવવા લાગ્યાં." કદી જેવો ઉઠવાનો વિચાર કરે છે. એટલામાં સામેથી હાથમાં લાંબી વાંસની લાકડી લઇ એક બુઢ્ઢાને પોતાની તરફ આવતો જોઇ બેસી રહ્યો બુઢ્ઢાએ નજદીકમાં આવતાં જ હાથમાંથી લાકડી એકદમ જમીન ઉપર ફેંકી દીધી ને નંદશંકર જે ઓટલા ઉપર બેઠો હતો ત્યાં આગળ નીચે જમીન ઉપર બેઠો. બુઢ્ઢો જાણે અતિશય શ્રમ પડયો હોય તેમ શ્વાસોશ્વાસ લેતો વૃદ્ધપણાના દરેક ચિન્હ ભજવવા લાગ્યો. બુઢ્ઢાની ચક્ષુઓ બારીક અણીઆળી હતી, તેની ભમરના તેમ જ માથા ઉપરના વાળ સફેદ પોયણી જેવા હતા. તે વૃદ્ધ છતાં શરિરે રુષ્ટ પૃષ્ટ અને કદાવર દેખાતો હતો. તે ઘડીકમાં જમીન તરફ જોતો તો ઘડીકમાં નંદશંકર તરફ તિવ્ર દ્રષ્ટિ કરતો શાન્ત ચિત્તે બેસી રહ્યો.

નંદશંકર પ્રથમ તો બુઢ્ઢાને જોઇને ગભરાયો, પણ બુઢ્ઢો અંધ છે એમ સમજી હિંમત રાખી બુઢ્ઢા પાસે જઈ પુનઃ પુછવાનું શરૂ કર્યું.

"કાકા! એ કાકા!"

"કેમ ભાઇ, એ કોણ હશે?" બુઢ્ઢાએ ધીમે સ્વરે પુછ્યું.

"હું એક પરદેશી માણસ છું, અને આ ગામનો તદન અજાણ્યો છું." નંદશંકરે કહ્યું "ભાઇ આપનું નામ શું?"

"નંદશંકર."

" ભાઈ હું આ શહેરનો વતની છું."

" કાકા ! આ ગામમાં વીશી છે કે ? "

વીશીનું નામ સાંભળતાંજ બુદ્ધાએ ગંભીરતાથી જવાબ આપ્યો.

"વાહ કેમ નહિં. બેટા, આ શહેર જુનુ અને પુરાતની શોખીન છે. આ શહેરમાં વીશી હોટલ તેમજ લૉજની તો ખોટજ નથી. આજકાલના જુવાનીઆઓ વીશી કરતાં લૉજને વધુ પસંદ કરે છે. હું પણ લૉજનું કામ કરૂ છું, નોકરોને કામ સોંપી ગામમાં હીસાબ કરવા ગયો હતો. ચાલતાં ચાલતાં થાક લાગવાથી અહીંઆં વિસામો લેવા બેઠો. ભાઇ વરસ થયા અવસ્થાનું કામ હવે મારાથી નિપજતું નથી. કામ વધારે નોકર કંઈ રળીને આપે નહિં માટે ઘણું ખરૂ કામ જાતેજ કરૂ છું. હું મારા જુના ગ્રાહકને જ સાચવું છું. નવા ગ્રાહક ઘણા આવે છે પણ નાજ પાડુ છું. આપડાથી બને નહિં એટલે હું કોઇને હા કહેતો જ નથી, મને લાગે છે કે તું પણ ભુખ્યો હઈશ. "

"આપનું કહેવું વાસ્તવીક છે હું ભુખ્યો છું, પણ શું કરૂ ? આ શહેરનો હું ભોમીયો નથી કે વીશી શોધી કાઢું. પહેલ વહેલો આવ્યો છું. પણ ઠીક થયું કે આપનો અહીં મેળાપ થયો એ મારા સદ્દભાગ્ય નહી તો રખડી રઝળીને બાર વાગી જાત. પણ પતો લાગત નહિં. ચાલો તમારી લૉજમાંજ જમીશું. આપનો થાક ઉતર્યો હોય તો આપણે ચાલીયે." નંદે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો. બુઢ્ઢાના પગમાં જોર આવ્યું. અને તે નંદ સાથે માયાળુ ભાવથી બોલ્યો. "ચાલ ભાઇ મને થાક ઉતરવા આવ્યો છે. તું પરદેશી માણસ ભુખ્યો છે" કહી બુઢ્ઢાએ તુરત જેષ્ટીકા લઇ નંદશંકરને પોતાની સાથે આવવા કહ્યું. અગાડી બુઢ્ઢો અને પછવાડે નંદ એમ ચાલતાં ચાલતાં દરવાજે

વટાવી ગામ બહાર આવ્યા. થોડેક છેટે જતાં સપાટ જમીન આવી ત્યાં ઝાડ કે પશુ પક્ષી કે પ્રાણી પણ નજરે પડતું નહોતું. કલરવ કરતાં પક્ષીઓ ફુકારતો પવન બુઢ્ઢાનો જાણે ડર લાગ્યો હોય એમ જાણી બંધ થઇ ગયો. સપાટ મેદાન વટાવી એક ચઢાણ વાળી જમીન આગળ આવી લાગ્યા. આવો વિકટ માર્ગ જોઇ નંદશંકર ગભરાવવા લાગ્યો. માત્ર બુઢ્ઢા સિવાય બીજુ કોઇ હતું નહિ. નંદશંકરે હિંમતથી બુઢ્ઢાને જુસ્સાના આવેશમાં પૂછ્યું.

"કાકા! આતો આપણે સપાટ મેદાન વટાવી ગયા! છતાં હજી સુધી તમારૂ મકાન આવ્યું નહિં. હજી કેટલેક દુર છે? બુઢો તેનું ભય ભરેલું બોલવું સ્પષ્ટ રીતે સમજી ગયો અને શાંન્તિથી જવાબ આપ્યો. "ભાઇ આ ટેકરી ઉતરીશું કે તુરતજ મારૂ મકાન આવશે." એમ રસ્તામાં વાર્તાલાપ કરતાં ચાલવા માંડયું. તેઓ ટેકરી ઓળંગી રહ્યા. નંદની દ્રષ્ટિ એક ઝુપડા પર પડી બુઢો તે ઝુપડી તરફ વળ્યો નંદ પણ તેની પાછળ પાછળ ચાલતો થયો. બન્ને ઝુંપડીમાં પ્રવેશ કર્યો. નંદ ઝુપડીની અંદરનો દેખાવ જોઇ ગભરાયો અને પોતાના મનમાં બડબડવા લાગ્યો, "આવી ઝુંપડીમાં લાવીને બુઢો મને શું ખવરાવવાનો છે? નથી કોઇ માણુસ કે નથી કંઇ વીશીનું ઠેકાણું લૉજનું નામ સાંભળી ફસાયા મને લાગે છે કે કોઇ ઠગ હોવો જોઇયે. નહિં તો આવા જંગલની અંદર એકાંત ઝુપડીમાં રહેવાની શી જરૂર હશે? જરૂર આ બુઢો કંઇ વીશી કે લૉજ વાળો નથી. પણ કોઈ ઢોંગી ધુતારો છે. હવે નાશીને કયાં જવું કંઇ પણ માર્ગ દેખાતો નથી. હવે તો ભોગ મળ્યા સમજવા હવે કંઈ વિચાર કરે અને તેમ નથી. જેમ થવાનું હશે તેમ થશે." એમ વિચારમાં ને વિચારમાં નંદશંકર ઉભેલો છે. એટલામાં બુઢો તેની નજદીક આવ્યો

અને હાથ પકડી બાજુના ઓરડામાં લઇ જઇ બેસાડી જતો રહ્યો, તેજ વખતે આજુબાજુ જોતાં તે ઓરડો ઘણા વખતનો અવાવરૂ પડેલો હોય એવો દેખાવ લાગ્યો. અંદરનો જે સરસામન ગોઠવેલો હતો તે પણ તરતજનો અને જેમ તેમ અવ્યવસ્થીત ગોઠવેલો જણાયો. તે ઓરડો ઘણો નાજુક હતો. છતાં ભીંત ઉપરથી ઝાળા અને ધુળ સાફ કરેલા નહતા. તેમજ કેટલેક ઠેકાણેથી પોપડા ઉખડી ગયા હતા. આ બધી બાબતો જોઇ નંદશંકરે તે ઓરડાની પુરતી તપાસ કરવાનો ઠરાવ કર્યો. બારી બારણાના લાકડ કામને તેને હાથથી દાબી જોયું તો તે પણ તદન સડી ગયેલું માલમ પડયું. દરેક વસ્તુ એવીજ જણાઈ આ બધી ચીજો જોતાં તેના મનમાં અનેક વિચારો ઉદ્દભવ્યા.

આ ઓરડો ઘણા વખતનો બંધ જણાતો હતો. આવા વિચારથી તે ઉઠી એક બંધ બારી આગળ ગયો. તે તરતનીજ સાફ કરેલી સ્પસ્ટ જણાતી હતી, પણ ઘણા વખતની તેની ઉપર ધુળ ચોટેલી હતી. તેણે તે બારી ઉઘાડવાની કોશીશ કરી પણ તે ઉઘડી નહિં. તેણે પોતાનું ગુપ્ત ફાનસ કાઢી ચાંપ દાબી તુરતજ પ્રકાશ થયો. પ્રકાશથી બારીનો દરેક ભાગ તપાસી જોયો. તે પરની ધુળ કાઢી નાંખી અને પછી જોર કરી બારી ઉઘાડવા પ્રયત્ન કર્યો પણ તે નિષ્ફળ ગયો. આ પહેલી જ વખતે નંદશંકરના શરીરમાંથી બીકની એક કંપારી નીકળી ગઇ. પણ તે હીમતથી બોલ્યો, " આવી બીક મારે શા માટે રાખવી જોઇએ? પ્રભુ નિર્દોષનું સદા રક્ષણ કરે છે." આટલું બોલી પોતે જે સ્થાને બેઠો હતો ત્યાં જવા પાછો ફર્યો ત્યારે પરસેવે ગરકાવ થયો હતો. તેની છાતી ધડકતી હતી. પણ ધીમે ધીમે શાન્ત ચિત્તે પોતાને સ્થાને જઈ બેઠો.

નંદશંકર બહાદુર અને હીમતવાન હતો, પણ જ્યારે તેણે પોતાને આ પ્રમાણે સપડાયલો દીઠો ત્યારે તેના શરીર ઉપર પરસેવાના બુંદ ફૂટી નીકળ્યા. તે કાંઇ પણ વિચાર કરી ન શક્યો. તે થોડીવાર ગુપચૂપ વિચારમાં બેસી રહ્યો, તે કોઇ અજાણ્યા મકાનના ઓરડામાં કેદ હતો. તેને કોઇ પણ જાતની આફત આવી પડવાની હતી, એ પણ ખરૂં હતું. એમાંથી છૂટવું શી રીતે તે વિષે તજવીજ કરવા લાગ્યો. બારીને ફરીથી તેણે ખખડાવી જોઇ, પોતાનું બધું જોર તેની ઊપર અજમાવ્યું, પણ ફોકટ તે બારી જરા પણ ખુલી નહિં.

જ્યારે છૂટવાની કાંઇ પણ બારી ન મલી ત્યારે તેણે પોતાનું ગમે તે થાય તે ખમવા નિશ્ચય કર્યો. જે ધણીએ નદીમાં રાતના વખતે પડતું મેલ્યુ. તમંચાના અવાજથી ગભરાયો નથી તે આવે વખતે હીચકારો કેમ થાય ?

પણ જ્યારે પોતાની હાલત જોખમ ભરેલી થાય છે, ત્યારે માણસને તરેહવાર વિચારો આવે છે. તેજ પ્રમાણે નંદશંકરને પણ વિચારો આવવા લાગ્યા. વડ નીચે કપટ અને મોહીની વચ્ચે ચાલતો વાર્તાલાપ, પોતાનું નદીમાં ઝંપલાવું, સફેદ વસ્ત્રધારી ફકીર, અને પોતાના સ્થંભતિર્થના સગાઓ તેને યાદ આવ્યાં. તેને પુરી રાખ્યા ઘણો વખત વીતી ગયો, પણ કોઇ ત્યાં ન આવ્યું. તે ઉપરથી તેના મનમાં વિચાર આવ્યો કે રખેને ભૂખથી મારી નાખવા તેનો ઠરાવ હોય ! આ વિચાર મનમાં આવતાં જ તે ચમક્યો શું આમ બની શકે ? શું ભૂખ અને તરસથી કંગાલ મોતે મરવું ? નહિં નહિં ! પણ તે સાથે વળી તેને બીજો પણ એક વિચાર આવ્યો. જો તેને ભૂખે મારી નાંખવાનો ઠરાવ હોય તો અહીં લાવે જ શું કામ !?

આ પ્રમાણે તેને કેદ થયે રાત પડવાનો સમય થવા આવ્યો. તો પણ ત્યાં કોઇનો અવાજ ન સંભળાયો. બત્તીનુ કિરણ પણ ન દેખાયું. હવે નંદશંકરને એક બીજો જ વિચાર આવ્યો કે બુઢ્ઢાને તેનો જીવ લેવામાં શો ફાયદો? પણ આ વિચાર થતાંની સાથે તેણે કોઇ માણસોના ધીમા પગલાનો અવાજ સાંભળ્યો. તેણે બરોબર ધ્યાનથી સાંભળ્યું તો ખરેખર ધીમે પગલે કેટલાક માણસો તેની તરફ આવતા હોય એવો અવાજ થયો. તેણે પોતાનું ખંજર હાથમાં લીધું, તરત જ સાંકળોનો ખખડાટ થયો અને બાજુની બારી ખુલી ગઈ. તેજ વખતે નંદશંકરને પકડી લેવામાં આવ્યો. તેના હાથમાંથી ખંજર આંચકી લેવામાં આવ્યું. અને તેના હાથ પાછલી બાજુએ બાંધ્યા. તેમના હાથમાંથી છૂટવા માટે તેણે તરફડીઆ તો ઘણા માર્યા, પણ તેમના હાથમાંથી તે છૂટી ન શક્યો. તેઓ અંધકારમાં ગુપચુપ આગળ વધતા હતા. તે સાથે વળી એક દરવાજો ઊઘડતો સંભળાયો. તેઓ અંદર દાખલ થયા અને તેમની પાછળ પાછો બંધ થયો. વળી તેમને સામેની બાજુએથી આવતા પગલાંનો અવાજ સંભળાયો. બધા તુરત ઊભા રહી ગયા. પેલા સામેથી આવનારાઓ પાસે આવવા લાગ્યા, તેમના હાથમાં મસાલો હતી. દરેક જણે ઝભા પહેરેલા હતા તેમનો ચહેરો જણાતો નહતો. પણ તેમના પગના અવાજ ઉપરથી નંદશંકરે એટલું તો ખાત્રીથી માન્યું કે તેઓ સ્ત્રી જાતિ છે.

મસાલના પ્રકાશથી અંધકાર પલાયન થઈ ગયો. આથી તેમને ચાલવાનું સુલભ પડયું. થોડો વખત આમ ચાલ્યા પછી તેઓ એક દરવાજા આગળ આવ્યા, કે તુરત દરવાજાના બારણા ખરર કરતાં બાજુ ઉપર ખસી ગયા, કે તરત તેઓ બધા અંદર દાખલ થયા કે

તરત પાછુ બારણું બંધ થઇ ગયું. કે તરત ચાર સ્ત્રીઓએ પોતાના ઝભા ઉતારી નાંખી તેનો હસ્ત ઝાલી એક આસન પર લઇ જઇ બેસાડ્યો. સર્વે જણે મૌન ધારણ કર્યું હતું. નંદ અને બુઢ્ઢો સામસામી આસન પર બેઠા હતા. તેવામાં નંદની દ્રષ્ટિ દેવી તરફ ગઇ તો ત્યાં એક અગ્નિ કુંડ સળગતો દીઠો. ત્યાં આગળ કેટલાક હાડકાં અને મનુષ્યના માથાની ખોપરીઓ પડેલી જોઈ ગભરાયો. અને એક કારમી ચીસ પાડી બેશુદ્ધ થઈ પડ્યો. કે તરત ત્યાંથી બધા પલાયન કરી ગયા. અસ્તુ.

## પ્રકરણ ૧૫ મું.

### જોગી અને જોગણ.

"મહા કષ્ટ કાળે સુજન જનનો સંગ મળતો."

ઘણા દુઃખો સહન કર્યાથી સત્ સંગ થાય છે. સત્ સંગતિ શ્રેષ્ઠ છે. ધર્મ અને નિતિને રસ્તે ચલાવનાર સાધુ પુરુષોની સોબત ઘણી જ દુર્લભ છે. જેણે પ્રભુને ઓળખ્યા છે. તેને ઓળખાવવાને માટે આપણા ઉપર જે મહેનત કરે છે. અનિતિના માર્ગમાં જતાં અટકાવે છે તેજ સુજન સમજવો, તેવાઓને જ સાધુ સમજવા. ચાલુ જમાનાની અંદર લાંબી દાઢી રાખી કફની પહેરી ઘેરેઘેર અહાલેક જગાવનાર ભગવા વસ્ત્રધારી સાધુના નામને એબ લગાડનાર સાધુ સમજવા નહિં. ઘણા ચેલા અને ચેલીઓ મુંડી દ્રવ્ય હરનાર, ખાઇ પી એશ આરામમાં પડી રહેનાર સાધુ નહી પણ દુનીઆને અવળા રસ્તે ચઢાવનાર શયતાન સમજવા. જે પવિત્રતા—દયા—નિતિથી ભરેલા હરવખત પ્રભુનું નામ લે છે. માયા ઉપર જેનું બીલકુલ ધ્યાન

હોતું નથી. તેવાને સદ્દગુણી અને પવિત્ર સાધુ જાણવા. તેવાની સંગતથી તમારૂ શ્રેય છે. અસ્તુ.

સ્રીઓ શું માગે છે ? રાજપાટને માટે સ્રીઓ કદી પણ તમારી પાસે માગણી કરશે નહિ. ખાવાપીવાની બીલકુલ દરકાર કરશે નહિં સારાં સારાં વસ્રાભુષણ પહેરવાથી કદી પણ ખુશી થશે નહિ. ખરેખર પવિત્ર અને સતિ સ્રીઓ પતિના પ્રેમની જ ભૂખી છે. પતિના માટે પોતાનો પ્રાણ આપવા તૈયાર થશે. તમારા પ્રેમને માટે તમારી સાથે વનેવન ભટકશે, તમારા સુખે સુખી અને દુઃખે દુઃખી થાય છે. તમારા શુદ્ધ પ્રેમી થવાનો સ્રીઓનો સારો મોહ હોય છે. જે પુરુષના હૃદયમાં પ્રેમ નથી તેની સ્રીઓના અંતઃકરણ બહુ દુઃખી થાય છે. જે ઘરમાં સ્રીઓ દુઃખી છે તેનો સંસાર ઝેર સમાન થાય છે. અને તેથી ફરીને પુરુષની દશા પણ નબળી થઇ જાય છે. જે ગામની અંદર નંદ પકડાયો છે. તેજ ગામમાં તરૂણાવસ્થાનાં જોબનમાં ઝુલતી જોગણ ચાલી જતી આપણી દ્રષ્ટિએ પડે છે. તેના છૂટા મુકેલા કાળા નાગને પણ શરમીદો પાડે તેવા સુવાળા વાળ કમર સુધી લટકી રહ્યા છે. તેના ભાલ કપાળ ઉપર કેસરીયા રંગની અરચા કરેલી છે. મુખાકૃતિ ચંદ્ર સમાન જણાય છે. ભગવા રંગની કફની તેના સુંદર ચહેરાને દીપાવી રહી છે.

આ નવયૌવના જુવાન તરૂણ જોગણુ કંઇ બડબડતી થોભી વિચારમાં પડી પુનઃ પોતાના મનમાં જ બડબડવા લાગી.

"પુરુષો તમે દેખાવમા માયાળુ છો. પણ તમારૂ હૃદય, વજ્રથી પણ વધારે કઠણ છે. તમારામાં બીલકુલ દયાનું બીંદુ નથી. તમારી ધર્મપત્નિ--તમારી અર્ધાંગનાઓ તમારા માટે પોતાના પ્રાણની પણ પરવા કરતી નથી, શું ભ્રમણુતા ? ઓ ભગવત્! જાણે છાતી ફાટી જતી

હોય તેવા દયામણાપણાથી જોગણ બબડી. હૃદયની ઉર્મિઓ રોકવા તેણે લમણાપર હાથ દાબ્યા. કપાલપર આવેલો પરસેવો તેણે લુછ્યો, નિસાસો નાંખ્યો, અપરિચિત બીકથી જરા કમકમાં આવ્યાં. અને તે આશ્ચર્યચકિત થઈ બોલી "જગતની ઉત્પત્તિના સમયથી જ ઇશ્વરે કઠોરતાનો પુરુષમાં અને કોમળતાનો સ્ત્રીમાં સમાવેશ કરેલો છે;" જોગણ પોતાના હૃદયનો ભેદ ખોલતાં કહેવા લાગી કે, " ઇશ્વરે મારા પર જે કૃપા બતાવી છે, તેનો ખોટો લાભ લઇને હવે હું ભારરુપ થઈ વધારે દિવસ આમ રખડવા ઇચ્છતી નથી. પતિને નાશી ગયાને છ સાત મહિના થવા આવ્યા. હવે ભેટો થવાની આશા નથી અને પાછું સ્વદેશ જવું એના કરતાં તો મરી જવું હું વધારે સારૂં ગણું છું. મારે હવે ક્યાં જવું, કોનો આશ્રય લેવો, કોની પાસે જઇને મદદ માંગવી, ઇત્યાદી વિચારોએ મારા મનને ભ્રમિત કરી મૂક્યું છે. મહાસાગરના મધ્યભાગમાં તોફાનમાં સપડાયલી નૌકાના કર્ણધાર જેવીજ મારી સ્થિતિ થઇ પડેલી છે. હવે કઇ દિશાએ જવાથી સુખરુપ કિનારે પહોંચી શકાશે, એની મને સમજણ પડતી નથી." એ શબ્દો ઉચ્ચારતાં તેના નેત્રોમાંથી અશ્રુની ધારા વહેવા લાગી.

આમ એકાએક જોગણને રડતી જોઇ કેટલાક મનુષ્યો તેની નજદીક આવી ઉભા રહ્યા. થોડા સમયમાં ભારે ઠઠ ભરાઈ જોગણની આસપાસ મનુષ્યોનો કોટ બંધાઇ ગયો. તેનું રૂપ જોઇ પાપી જનોના અંતઃકરણમાં કંઇના કંઈ વિચાર થવા લાગ્યા. કેટલાક ધર્માંધ પુરુષો તેને મહાસતિ સમજી ચરણે પડયા. જોગણને કંઇ વિચાર થઇ આવવાથી પોતાના મધુર કંઠથી ભજન ગાવા લાગી.

"વ્હાણુ વિભુજી ઉગારોરે ?
ભવ દરીએથી વ્હાણુ વિભુ ઉગારો !

ભવ અરણ્યમાં અથડાઉં, ગમે તેમ ગોથાં ખાઉં
નથી નાથ એ કે આરો આરોરે......ભવ દરિએથી૦
મોહ રૂપી મોજાં વાગે, લોભના ઝપાટા લાગે
તમે તાત આવી તારો તારોરે........ભવ દરિએથી.

મણિકાન્ત.

'પ્રભુ ! તારો આધાર' ના ઉદ્‌ગારો કાઢતી જોગણ બંધ થઇ ગઇ. શ્રોતાના મુખમાંથી 'વાહ ! વાહ દેવી' ના ઉદ્‌ગારો નીકળતાં જ કોઇ દુરથી ગાતું ગાતું આવતું હોય એમ કર્ણેન્દ્રિને અવાજ અથડાતા સર્વના અંતઃકરણ તે તરફ વળ્યાં. જોગણ કરતાં આવનાર મનુષ્યનો કંઠ મધુર હોવાથી દરેકનું મન એટલું હરણ કર્યું કે, સર્વ જણ ગાનાર શું ગાય છે તે ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યા. ગાનાર દૂર હોવાથી પવનના લીધે જે અવાજ નીકળતો તે સ્પષ્ટ સંભળાતો હતો.

" જેણે જીવતર જુઠું જાણ્યુંરે; તે તરસે આ સંસાર
પણ મિષ્ટ ગણીને માણ્યુંરે, તે સમજ્યો ન કંઈ સાર
દુનીઆ દહીંની ગોરસીરે; ભીતર માંખણ છાશ
સમજુજન તે માખણ ખાશે; મુર્ખા ખાશે છાશરે—તે.
દુનીઆ દરિયો ઉંડોરે; મુક્તા ફળ દેનાર
શાણા મુક્તાફળ મેળવશે; ગોતે શંખ ગમારરે—તે.

ગાનાર નજદીક આવવા લાગ્યો. લોઢાને જેમ લોહચુંબક ખેંચે તેમ ગાનારના રાગથી સર્વ જણ ચાલીને તેની સામે ગયા. ગાનારના શરીર ઉપર ભગવી કફની ધારણ કરેલી છે. સુંદર ચહેરો જોતાં કોઈ દૈવી પુરૂષ હોય એમ ભાસતું હતું. જોગણ તથા જોગીને જોતાં જ સાક્ષાત્ શંકર પાર્વતિ તો નહિ હોય એમ દરેકના મનમાં ખ્યાલ થવાથી સર્વ જણ જોગી જોગણના ચરણે પડયાં. જોગીનું લક્ષ તેઓ

તરફ નહતું. માત્ર ઇશ્વર સ્મરણમાં હતું. માણસો શું કરે છે તેનો તેને બીલકુલ ખ્યાલ નહતો. માત્ર ઇશ્વર ભજનમાંજ ગુલતાન હતો.

જોગી જોગણની વાત ગામમાં ફેલાઇ દરેક મનુષ્ય તેઓના દર્શનાર્થે દોડા દોડ કરતાં હતાં. દરેકના મનમાં જોગીને જોગણ વિશે એટલી બધી શ્રદ્ધાની લાગણી થઇ કે, જોગીને જોગણની પવિત્ર પ્રતિમા તેઓના નેત્રો આગળથી પળ માત્ર પણ દૂર ખસતી નહોતી. જોતજોતામાં ત્યાં એટલી મેદની થઈ કે જોગીને પણ ધક્કા લાગતા હતા. છતાં તે નીચે મુજબ ગાતો હતો.

જગ બાજી પાસા તણીરે, ખેંચે સૌ નરનાર
હારી જાશે હીર વીનાનો, પાડે ચતુર પોબારરે—તે.
બાગ ખીલ્યોછે ખલકનો રે, પુષ્પ અનુપમ સાર;
મોગરો ગુણ ગુણિયલ જન સુંધે, કેતકી લે કુભારરે—તે.
મોદક છે બે હસ્તમાંરે, મીષ્ટ અને વિષદાર;
મિષ્ટ જમો મણિકાંન્ત કહે છે, વિષ જીવને હણનારરે—તે.

જોગીનું ગાન બંધ થયું. જોગણ અત્યાર સુધી જોગી સંબંધીના વિચારોમાં નિમગ્ન હતી. તે મનમાંજ કહેવા લાગી કે, "શું ખરેખર જ એ જોગી દૈવી પુરુષ હશે ? મારું હૃદય એના તરફ આટલું બધું કેમ આકર્ષાય છે ? એની શાન્ત મુદ્રાનું દર્શન થતાં જ જાણે એને જ જોયા કરીએ અને એનું મધુર ગાયન સાંભળ્યાજ કરીએ, એમ શાથી થતું હશે ? એના રુપને નિરખતાં અને એના ગાયનના શ્રવણથી તૃપ્તિ જ થતી નથી, એનું કારણ શું ? એને જોતાંજ મારા મનની સ્થિતિ શા માટે બદલાય છે ? ખરેખર, એ અત્યંત આશ્ચર્યકારક છે ! એ જોગી કોણ અને હું કોણ ? એનો અને મારો સંબંધ શો ? છતાં પણ એ મને વિશેષ પ્રિય લાગે છે. એ ધનાઢય અને

તેજસ્વી પુરુષે આટલી તરુણ અવસ્થામાં જ સંન્યાસ માર્ગનો સ્વીકાર શા હેતુથી કર્યો હશે ? આ તો મહા તપસ્વિ છે. કોઇ પણ ઉપાયે એમનો વૃતાંત્ત જાણવા માટે મારુ મન અત્યંત અધીરું બની ગયું છે. પરંતુ પૂછું કેવી રીતે! હું પૂછવાનું સાહસ પણ કરું પરંતુ એ મને પોતાનો ખરો વૃત્તાંત કહેશે કે નહિ ? કદાચિત્ એમના મનમાં ક્રોધનો ભાવ તો નહિં થાય ? ગમે તેમ થાય, પણ હવે તો હું ધૈર્ય ધરી શકતી નથી. અત્યારે તો હું એમને પૂછીશ કે તમે કોણ છો ? ”

જોગણના મનમાં ઉપલા વિચારો આવ્યાં, તેના વિચારના મનથી જોગણનું અંતઃકરણ ગદ્‌ગદિત થઇ ગયું અને તેના હૃદયમાં જોગી વિશે એક પ્રકારનો અકૃત્રિમ પ્રેમનો અદભૂત ઉમલકો આવ્યો. જમા થયેલા માણસો થોડીકવાર પુતળાની માફક સ્તબ્ધ થઈ ઉભાં રહ્યાં. પ્રભુના ધ્યાનમાં એકાગ્ર ચિત્તથી સ્મરણ કરતો જોગી શાંન્ત મુખમુદ્રા રાખી ચાલવા લાગ્યો. રાત્રીનો સમય થવા આવેલો હોવાથી લોકો વીખેરાઇ ગયા. જોગણે મૌન વૃત ધારણ કરી જોગીની પાછલ પાછલ ચાલવા માંડયું.

---

## પ્રકરણ ૧૬ મું.

---

### ઉદાશ જીવન.

લલિતા શુદ્ધિમાં આવતાંજ પોતાની કાકી પાસે બેઠી બેઠી અશ્રુપાત કરી રહી છે. લગ્નની અગન તેના અંતઃકરણને બાળી ખાખ બનાવી રહી છે. લલિતા આશાને બદલે નિરાશા, સુખને બદલે શોક, હાસ્ય ને બદલે રુદન કરી રહી છે, ચંદ્રશકરે બે ત્રણ વખત હાસ્યથી તેને સંબોધી હતી. તે સમજતી કે ચંદ્રશંકરનો પ્રેમ તેનું હૃદય શેકી

રહ્યો છે. અને તેમાં એકપણ બીજું લાગણી માટે સ્થાન નથી. તેના કાકાને આવી ભયંકર રીતે વર્તતાં તેણે દુઃખનો દિવસ આજે જોયો, જેમ સૂર્યની ઉગ્રતાએ એક લતા કરમાય છે, તેમ કરમાવા લાગી. લલિતાની આંખમાં આંસુ આવ્યાં. "સુખના દિવસ ક્યારે આવશે? ચંદ્ર મેળવવા શું કરવું? આમને આમ કાકાનો વિચાર રાજનગર લગ્ન કરવાનો રહે તો તેનું શું થાય?" એમ એનું મન તર્ક વિતર્ક કરતું મહાસાગરના મોઝાની માફક ઉછાળા મારવા લાગ્યું. તે ચંદ્રશંકર સાથે લગ્ન ગાંઠથી બંધાવા ખુશી હતી; પણ કાકા આમ જુદા વિચારો કરે તે કેમ ખમાય? અકળાએલી તે પાછી ફરી બોલી ઊઠી.

"દૈવ? ઓ દૈવ! દયા કરો? મારો ચંદ્ર ક્યાં છે?" આટલું બોલતાંમાં લલિતાની આંખમાં ઝળઝળીયાં આવ્યાં.

લલિતા મ્લાન વદને કાકીના સામું જોઇ રહી હતી. એક દિવસમાં તેની આંખનું તેજ, તેનો હસમુખો ચહેરો અને તેનો શાન્ત સ્વભાવ નષ્ટ થયો હતો. રાજનગરનો કાગળ આવ્યા પછી તેના કાકાના વિચારો બદલાઈ ગયા હતા. તે પોતે સારી રીતે જાણતી હતી. હોઠપર હોઠ પીસી, ઝનુન ભરી આંખે કાકી સામું જોઈ રહી. તેની કાકી ધનલક્ષ્મી કેટલોક વખત થયા તેની પાસે બેસી રહી હતી તે બોલી, 'હું થાકી, બહેન! તને તો ભૂત આવ્યું છે;' એમ કહી ધનલક્ષ્મી આશ્વાસન આપવા લાગી. થોડા સમય અગાઉની લલિતા ક્યાં? અને હાલની લલિતા ક્યાં? હાલમાં તેનું મુખારવિંદ દુઃખી દયાજનક દેખાતું હતું. તે ચિન્તારૂપી મહાસાગરમાં ગોથાં ખાતી રુદન કરી રહી હતી. ધનલક્ષ્મી તેને આશરો આપતી હતી. તે સમયમાં નાવિકરૂપી મગનલાલ તેના નાવને ડુબાવી દેવાના પ્રયત્ન કરતા હતા.

દિવાનાની માફક લલિતા આમ તેમ દ્રષ્ટિ ફેરવતી હતી. નાજુક બાળા ચિંન્તાથી બેબહાકળા જેવી બની ગઈ હતી. તેનું ગુલાબી મુખાર્વિંદ સફેદ પોયણી માફક ફીકું પડી ગયું હતું. હજી સુધી તેના અંતઃકરણની અંદર આશારૂપી દિપક સળગતો હતો. તે બુઝાઈ જવાની ચિંન્તાથી રડતી બંધ થઇ ન હતી. લલિતાને હરઘડી ચંદ્રનો પ્રેમ યાદ આવતો હતો; તેમ તેમ વધારે જોશથી રડતી, શીર કુટતી, લલિતા દિવાનાની માફક પછાડ ખાઇ જમીન ઉપર પડી. આથી ધનલક્ષ્મી જરા ગભરાઇ અને અતિશય ચિંન્તા કરવા લાગી. લલિતાની આવી દશા જોઇ ધનલક્ષ્મી વિચાર સુન્ય બની ગઇ.

લલિતાના પડવાથી જે ધડાકો થયો તે નીચે બેઠેલા મગનલાલે સાંભળ્યો. તેમનું ધ્યાન તે બાજુ ખેચાયું, તુરતજ ધનલક્ષ્મી અને લલિતા બેઠાં છે ત્યાં આગળ આવી, કચવાટથી, સ્પષ્ટ તિરસ્કારથી, મગનલાલે કહ્યું. "લલિતા આ શું ઢોંગ માંડયો છે ? જરા વિચાર કર હવે કંઇ છેક નાની નથી."

મગનલાલના અવાજથી લલિતા એકદમ ચમકી સાવધ થઇ, પાસે આવી મગનલાલના ખભા પર હાથ મૂક્યો અને તેની આંખમાં પોતાની આંખનું તેજ રેડતાં, સ્નેહભીના દયામણા અવાજે કહ્યું, "કાકા! મારા પ્રત્યે આટલો બધો તિરસ્કાર છે. નહિ ?"

મગનલાલ જરા પિગળ્યા, 'સાચું કહું ? હા મને તારા પર તિરસ્કાર ઉત્પન્ન થાય છે.'

"મારાપર ! મારાપર ! કેમ ? આટલે વર્ષે ?"

"પહેલાં તો તું શાન્ત અને કહ્યાગરી હતી, હવે તું તે નથી ?

"હા," જરા ચીરડાઇ, લલિતા બોલી; "હા, હું આપની તાબેદાર છું, વળી આપની ભત્રીજી છું, દીકરી જેવી છું. શાબાશ, કાકા ?

શાબાશ; મારુ આખું બાલપણ તમારે ત્યાં કહાડયું તે ભૂલી ગયા; મારા માતા પિતાએ આપને સુપ્રત કરેલી, તે પણ ભૂલી ગયા, હેં, શું તમારી મને સુખી જોવાની ઇચ્છા નષ્ટ થઇ, મેં નહોતું જાણ્યું કે, આટલે વર્ષે કાકા મારો તિરસ્કાર કરશે."

લલિતાનો દબાવેલો ગુસ્સો બહાર નીકળવા માંડયો; તેની આંખો ક્રોધમાં ચમકી ઉઠી, તેના મ્લાન મોંઢાપર ક્રોધનો તિક્ષ્ણ પ્રકાશ પડયો. ચિન્તાએ, ક્રોધે, અશક્તિએ દબાયેલું મન હતું, છતાં મગનલાલ લલિતાનું લાવણ્ય જોઇ રહ્યા.

"તમને હું પુજ્ય માની બેઠી છું, તેમાં તમે મને આમ ડામો છો ખરું ?"

"લલિતા ! લલિતા ! આ શું ? તું ચંદ્રશંકર સાથે પરણુવા માગે છે ?"

"કેટલી વાર પૂછશો ?" નીચું જોઇ લલિતાએ કહ્યું.

મગનલાલ કઠોરતાથી, દબાયેલા જુસ્સાથી પૂછવા લાગ્યા. "મારુ નહિ માને તો ? નહિ માને તો પછી હું જબરજસ્તીથી કરીશ."

લલિતાનો ચેહેરો ફીક્કો પડી ગયો. થોડી પળપર જે નયનોમાં ઉત્સાહની છટા દીસતી હતી, ત્યાં નિરાશા વ્યાપી. તે દિઙ્મૂઢ જેવી બેબાકળી આંખે ફાકી સામું જોઇ રહી. મગનલાલના શબ્દે શબ્દ લલિતાના દિલમાં કાંટા ભોકવા લાગ્યા. તેની આંખોમાં ઝળઝળીયાં આવી ગયાં. તેણે હાથ વતી કપાળ કુટયું, અને પછી બે હાથવતી પોતાનું મોં ઢાંકી દીધું.

"ગમે તે પ્રકારે તારા લગ્ન રાજનગર કરવાના ઉદ્દેશથી હું અહીં તને પુછવા આવ્યો હતો." લલિતાનો ચેહેરો ઉતરી ગયો.

તેણે ગરદન નીચી ઝુકાવી દીધી. અને તેની આંખોમાંથી આંસુની ધાર ટપકવા લાગી. તે દરમ્યાન મનમાં અનેક તર્ક ઉત્પન્ન થતા હતા, અને તેના મનને વીંધી નાંખતા હતા. તેની દૃષ્ટિ સમીપ ચંદ્રશંકરનું ચિત્ર ખડું થતું. મગનલાલ ગુપચૂપ તેના સામું જોઇ રહ્યા, તેણે કંઇપણ પ્રત્યુત્તર આપ્યો નહિ.

"બોલો, બોલો કાકા! ખરું કહો," લલિતા ફરીથી આજીજી કરતી હોય તેવા સ્વરે બોલી. "લલિતા! લલિતા! મારા આમ કરવાથી તને નુકશાન શું છે? મારી ઇચ્છા તને દુઃખી જોવાની નથી."

"કાકા! કાકા!" લલિતા આશ્ચર્ય બતાવતાં બોલી; "દુનિયામાં પોતપોતાની ઉન્નતિ કરવી એ દરેક માણસની ફરજ છે. જો એમ છે તો પછી ઇશ્વરે દરેકના દિલમાં પ્રેમ શા માટે પેદા કર્યો!"

"જો ઇશ્વરે માણસના દિલમાં પ્રેમ પેદા કર્યો છે તો તેને સમજવા માટે બુદ્ધિ પણ આપી છે. વાસ્તે માણસે નેક રાહે જવું, એ તેની ફર્જ છે."

"પણ આમાં બદી ક્યાં છે?"

"લલિતા! મને તારી સલાહની કંઈ જરૂર નથી. હું તારા વિચારમાં લેશ પણ ભળીશ નહિ; હું તારા લગ્ન કરૂં તેથી તું સંતોષ માન." લલિતાના મીઠા શબ્દોએ તેના હૃદયમાં ચીણગારી સળગાવી હતી; પોતાના વિચાર પ્રતિના તિરસ્કારે તેને ભુભકાવી દીધો; તેનું મન લુબ્ધ થયું હતું; તેના વિચારો પ્રબળ મોજાની માફક ઉભરાવા લાગ્યા." હજી લલિતા માને એમ લાગતું નથી. જ્યારે મેં તેના રાજનગર લગ્ન કરવાનું કહ્યું ત્યારે તેણે મારું અપમાન કર્યું. એમ વિચારમાંને વિચારમાં મગનલાલ અફસોસ કરવા લાગ્યો, "કાકા! આમ અફસોસ કરવામાં શો માલ છે? હજી બાજી હાથમાંથી છટકી

નથી. કાકા ! કાકા ! આમ વિચાર શું કરો છો ? આમ બેદિલના હાથમાં સોંપવું, એ ઠીક નથી. વિચાર કરો. આપ સમજુ છો, વડિલ છો; કાયરની માફક અફસોસ કરવો આપને ઘટિત નથી. આપ જાણો છો તો ખરા કે હીરાકણી જ કાચને કાપે છે; તેમ પ્રેમીને પ્રેમી જ મળવો જોઇએ. દિલે દિલ મલ્યા સિવાય નકામું છે. તે કાયરના કાગળને ફાડીને ચૂરેચૂરા કરી નાંખવા જોઇએ."

"લલિતા! લલિતા! તારું મગજ ભ્રમિત થયું છે?"

લલિતા પોતાના કાકાની પાસે જઈ ભરાઈ અને બોલી, "કાકા! હું મરી જઇશ તે કબૂલ, પણ એની સાથે નહિ પરણું."

મગનલાલે દાંત કચકચાવ્યા હોઠ કરડયા. "કેમ, તને ખબર નથી કે, હું કદી પણ મારી હઠ મૂકીશ નહિ."

લલિતા ડૂસકાં ભરવા લાગી.

"જોઉં છું કે હવે તારી ઉમેદ બર શી રીતે આવે છે? કોણ તને મારા પંજામાંથી છોડાવે છે? કેમ બોલતી નથી? મારા કહેવાનો શા માટે જવાબ આપતી નથી?" એટલું કહી ગુસ્સાના આવેશમાં આવી તેનાં બે કાંડાં પકડયાં.

ધનલક્ષ્મિ પુનઃ ખડખડાટ હસી. "નાથ! આપનું કહેલું સાંભળ્યું જે કરવાનું હશે તે હું કરીશ; પણ અત્યારે તો હું મારી દીકરીને તેની મરજી વિરુદ્ધ કોઇના હાથમાં સોપવાની નથી. આપ રાજનગર લગ્ન કરવાના છો તે વાત હું જાણું છું. પણ અત્યારે લલિતાનું મન સ્થિર નથી, તે એક વાત; અને બીજી વાત એ છે કે, તે રાજી ખુશીથી તેની સાથે પરણવાની નથી તે તેને ચાહતી નથી, તે વાતથી આપ અજ્ઞાત નથી. આપ સારી રીતે જાણો છો કે, લલિતાનું દિલ તેના દિલની સાથે એક થઈ શકતુ નથી.

ક્રોધની જ્વાળા પગથી માથા સુધી વ્યાપી, મગનલાલનું મોં લાલચોળ થઇ ગયું. તેણે આવેશમાં કહ્યું.

"નાદાન છોકરી પોતાનું ધાર્યું કરશે; તને જાનથી મારીશ, ના! ના! તારા જેવીને જાનથી મારવામાં ફાયદો શો? મોત તો આ સૃષ્ટિના દુઃખનો અંત છે, હજી તારે ઘણું જોવાનું છે. તને જીવતી જમીનમાં દાટુ તો પાપ લાગે એમ નથી."

"મોતથી હું ડરતી નથી." લલિતા બોલી; "મોત કોને નથી? જે જન જનમ્યું તે જવાનું છે, તે આજ નહિ તો કાલે મરવાનું છે, ઉગ્યાને આથમવાનું, એ સૃષ્ટિનો નિયમ છે. આજ ચઢતી તો કાલ પડતી એમાં શું છે?"

"શું તું મોતથી ડરતી નથી? જો, જો, મોત કેમ આવે છે." એમ કહી તેના તરફ હાથ ઉગામ્યો.

"ખબરદાર! જો એને હાથ લગાડયો તો."

મગનલાલે તુરત ધનલક્ષ્મિ તરફ જોયું અને બોલ્યા, "હું એને જાનથી મારી નાંખીશ.

લલિતા પળભર ચુપ રહી. તે હાલી નહિ કે ચાલી નહિ, પણ બીજી જ પળે તે વિકાળ વાઘણની માફક તેના હાથમાંથી છૂટવાનો પ્રયત્ન કરવા લાગી, તેણે પોતાનું માંથું નીચુ નમાવી ઝટ જોરથી મગનલાલના હાથ પર બચકું ભર્યું. હંઃ હંઃ કરતાં મગનલાલે તેને છોડી દીધી, લલિતા નાસવા લાગી; મગનલાલે તેને એકદમ બોચી-માંથી પકડી જમીન પર પટકી. લલિતા નિરાશ થઇ જમીન પર બેઠી બેઠી રુદન કરવા લાગી. "ઠીક છે જોઉં છું વખત આવે મને યાદ કરજે પસ્તાઉ નહિ" કહી મગનલાલ ચાલતા થયા, ધનલક્ષ્મિ શાંન્ત ચિત્તે અત્યાર લગી સાંભળી રહી હતી તે લલિતાને સાથે લઇ ગૃહકાર્યમાં ગુંથાઇ.

# પ્રકરણ ૧૭ મું.

## નંદનો છુટકારો.

નંદશંકર શુદ્ધિમાં આવ્યો. તેણે હજી સુધી કંઇ પણ ખોરાક મળ્યો ન હતો. મૂર્તિ ઉપર નજર પડતાં જ તેનું આખુ શરીર ધ્રુજવા લાગ્યું. અને તેણે એક કારમી ચીસ પાડી બારી તરફ ચાલ્યો. પણ ત્યાં બારણાં બંધ દીઠા, એ રસ્તે નાશી જવાય એ અશક્ય હતું.

નંદશંકર બોલ્યો, "આપણું મોત નિશ્ચય છે! મોત–મોત આવું કૃત્રિમ મોત! બીજો છૂટકો નથી! અરે ઇશ્વર!" જે વખતથી તેણે આ મૂર્તિ દીઠી, તે વખતથી નંદશંકરના મનમાં તરેહવાર વિચારો આવવા લાગ્યા હતા. પોતે નવી આફતમાં આવી પડયો હતો. જેમ જેમ વખત ગયો તેમ તેમ તે વધારે ચોંકતો ગયો.

આ બધો દેખાવ જોઈ નંદશંકરને ખાત્રી થઇ કે બુઢ્ઢાએ મને ઠગ્યો છે! પગથી માથા સુધી ધ્રુજતો નંદશંકર બૂમ પાડી ઉઠયો, "બસ! બસ! આ પૈસાને લીધે જ મને હેરાન કરે છે. પૈસા લીધા પછી મને જીવતો જવા દેશે; લુચ્ચા, ચોર! તું .મને આ પ્રમાણે મારતાં–" પાસેના ઢગલામાં લાત મારીને નંદશંકર બોલ્યો, "બુઢ્ઢા અહીઆં ઘણા ઘોર કૃત્ય કરી કૃતિમ રિતે ખૂન કરેલાં તારાથી ના પાડી શકાશે જ નહિં!"

તે અતિ દુઃખથી બોલ્યો, "ઇશ્વરે મારા પાપની સજા મને કરી છે. મેં મારાં બધાં સગાને વિસારી દીધા. અરે! હું, કેવો અભાગી! આમ અફસોસ કરવાનો વખત નથી. મારા જીવને બચાવવાનો મારે પ્રથમ ઉપાય યોજવો જોઇએ. પણ મારે શું

કરવું! મારે કેવી રીતે મોતમાંથી બચવું? નથી મારી પાસે માણસ! હવે શો ઉપાય લેવો" તે વિષે વિચાર કરતો હતો.

"અરે ઇશ્વર! મારી હાલત કેવી હતી!" તેનો ચહેરો ફીકકો પડી ગયો હતો. શરીરમાંથી લોહી ઉડી ગયું હતું, તેનું આખુ શરીર ધ્રુજતું હતું. તે અનેક વિચારો કરતો મૂર્તિ તરફ જોઇ રહ્યો. નંદશંકરનું મગજ ગુંચવાઇ ગયું હતું, શું કરવું અને શું નહિં તે તેને સુજતું ન હતું. આ સંસારી માયામાંથી પોતાનું મન ઉઠી ગયું તે ઇશ્વરની પ્રાર્થના કરતો હતો. એટલામાં તે પાછો વિચારના વમળમાં ગુંથાયો. અને પોતાના આત્માને ધિક્કારતો પ્રશ્ચાતાપ કરવા લાગ્યો.

નંદશંકર બોલી ઉઠયો, "પ્રશ્ચાતાપ! નહિ, નહિ, હું મારા મોત માટે પ્રશ્ચાતાપ નથી કરતો. હું મારી મુર્ખાઇનો પ્રશ્ચાતાપ કરું છું" કપટ અને મોહીનીને દગો દીધો તેનો મને પ્રશ્ચાતાપ થાય છે. પણ ઇશ્વર કરે અને હું આ મોતમાંથી છુટુ, અને મને તેમને મદદ કરવાનો વખત પ્રાપ્ત થાય? તેઓ કેવી હાલત ભોગવતા હશે; આ દુનિયામાં કર્મ તેવું ફળ અવશ્ય મળે છે! મારા કરેલાં કર્મનું ફળ હું આજે ભોગવું છું સત્ય માર્ગે ચાલવાથી કાંઇ ભીતિજ નથી. કુમાર્ગે ચાલવાથી ડગલે ડગલે ભીતિ છે. કદી કોઇ પાપ કર્મ કરશો નહિં. પ્રભુ મને બચાવો!" નંદશંકરના હૃદયમાં ઘોર આઘાત લાગ્યો. તે સહન ન થઇ શકવાથી ચીસ પડાઇ ગઇ. પોતાના જીવન પર્યંત જે જે પાપ કર્મો કર્યાં હતા તે તેની સમક્ષ ખડા થવા લાગ્યા. "એ સઘળાંનું પ્રાયશ્ચિત, મારા આ કૃતિમ મોત સિવાય બીજા કશાથી થશે નહિ." એટલું બોલી જોરથી રડવા લાગ્યો. અને છેવટે ઇશ્વરની પ્રાર્થના કરતો નિંદ્રાને આધીન થયો.

થોડીવાર પછી દરવાજો ઉઘાડી પેલો બુઢ્ઢો કેટલીક સ્ત્રીઓ સાથે ખાવાનું લઇ મૂર્તિવાળા ઓરડામાં આવ્યો. બારણું ખખડતા નંદ જાગ્યો તેણે મોતની ધાસ્તી હતી તેથી તે ઝબક્યો તેની આંખોમાંથી આંસુની ધારા ચાલી.

બુઢ્ઢાએ તેને શાન્તિ આપી જમવાનું કહ્યું. નંદશંકર ખાવા બેઠો. જમતાં જમતાં તેના મનમાં અનેક વિચારો ઉત્પન્ન થયા. અત્યારે લગ્નના બનેલા બનાવો તેના મનમાંથી કેમે ક્યાં જતા નથી.

તેને બબડતો જોઇ બુઢ્ઢાએ પૂછયું, ' તમે શું વિચાર કરો છો ? '

નંદશંકર જમતાં જમતાં બોલ્યો, " કાંઇ નહિં."

થોડીવાર વિચારમાં પડી બુઢ્ઢો બોલ્યો, ' હું ધારૂં છું કે તમે કાંઈ ઉંડા વિચારમાં પડયા છો. '

નંદશંકર હાથ મોઢું ધોતો બોલ્યો, " ઇશ્વર તારી ગતિ ન્યારી છે ! "

બુઢ્ઢાએ એક સ્ત્રીને મોકલી. દેવીની પૂજા કરવા સારૂં સામગ્રી મંગાવી. બુઢ્ઢાનો હુકમ થતાંજ એક સ્ત્રી તુરતજ ત્યાંથી ચાલી ગઇ. તે થોડીવારમાં પાછી આવી. બુઢ્ઢાએ દેવીની પૂજા શરૂ કરી વસ્ત્રા-ભુષણ ધરાવ્યા. આ વખતે દેવીની મૂર્તિ અલૌકીક ભાસતી હતી. આ બધો દેખાવ નંદશંકર ઘડીભર જોઇ રહ્યો. તેને અનેક વિચારો ઉત્પન્ન થયા. પૂજા કરી રહ્યા પછી દરેક સ્ત્રીએ બુઢ્ઢાને માન આપ્યું. તુરત ત્યાં એક મંડપ બાંધીને તૈયાર કરવામાં આવ્યો. તેના મધ્ય સ્થળમાં એક અગ્નિકુંડ કર્યો. બુઢ્ઢો હવન કરવા બેઠો.

નંદશંકરને કંઈ ચેન પડયું નહિં. તેનું મન વિચાર યુક્ત થઇ ગયું હતું. તેને ભય ઘણો લાગ્યો હતો. છતાં તે જાણે કંઇ જાણતો ન હોય તેમ શાન્ત થઇ બેસી રહ્યો. બુઢ્ઢાના કૃત્યો તેની નજર આગ-

ળથી ખસતા ન હતા; તે સાથે તેને બીજા પણ કેટલાક વિચારો આવતા હતા. વિચાર કરતાં તેના મનમાં શંકા ઉત્પન્ન થઇ હતી. જે વખતથી તે બુઢ્ઢા સાથે આવ્યો, તેના અત્યાર લગીના કૃત્યો જોતાં તે તર્ક વિતર્કના મહાસાગરમાં ઝોલા ખાવા લાગ્યો. જેમ જેમ આવા વિચારો તેના મનમાં આવવા લાગ્યા તેમ તેમ વધારે ગુંચવાવા લાગ્યો.

ઓરડામાં મ્હોટો કોલાહલ થયો. બધા એકી સાથે દેવીની 'જે' બોલવા લાગ્યા. અને દેવીની 'જે' બોલતાં એકદમ નંદશંકર તરફ ધસી જઇ તેના જુના વસ્ત્રો કાઢી નાંખ્યા, તેને નવા વસ્ત્રો પહેરાવી તેના કપાળ પર કંકુની આરચા કરી. તે મનમાંજ વિચારવા લાગ્યો. "અપરિચીત સ્ત્રીઓની જોડે જોગીને જોયો, જોગીને જોઇ મારા હૃદયમાં શામાટે આવી ભ્રાંતિ ઉત્પન્ન થાય છે? એ કોણ હશે? ક્યાં રહેતો હશે? એ સર્વે જાણવા મારા મનમાં શા માટે ઉત્કંઠા રહે છે!"

નંદશંકર આવા વિચાર કરતો હતો એટલામાં બુઢ્ઢાએ, નંદશંકરને કહ્યું. "છોકરા ચાલ તૈયાર થા, આજે તારો દેવીને ભોગ આપવાનો છે." બુઢ્ઢાના ભયંકર અવાજથી ભોંયરૂં ગાજી ઉઠયું. ભોંયરાના અંદર શાંન્તિનું સામ્રાજ્ય છવાઈ ગયું. નંદભાઇના હાંજા ગગડી ગયા, ને પગથી તે માથા સુધી ધ્રુજવા લાગ્યો. બુઢ્ઢાએ તેનો હાથ પકડી દેવી સન્મુખ લાવી ઉભો રાખ્યો. શ્યામ આકૃતિ વાળી, લટકતી લાલ જીભથી દેવીની મૂર્તિ ભયાનક જણાતી હતી. તેને એક હસ્તમાં તલવાર અને બીજા હસ્તમાં ત્રિશુળ ધારણ કરેલું હતું. બાજુમાં પડેલી ખોપરીઓની અંદરથી નીકળતી દુર્ગંધથી મગજ ફાટી જતું હતું. ઢગલા સામે નજર કરતાં ધર્માંધ મનુષ્યોને કંપારી છૂટયા સિવાય રહે નહિં. આવો દેખાવ જોઇ નંદશંકર ગભરાઇ ગયો. આંખો

બંધ કરી મોં ફેરવી સ્તબ્ધ થઇ ઉભો રહ્યો. એટલામાં બુઢ્ઢાએ પુનઃ બોલવાનું શરૂ કર્યું.

"છોકરા ઇશ્વરનું સ્મરણ કરીલે, જલ્દીકર, મારો વખત જાય છે. તેથી દેવી કોપાયમાન થશે. તો મ્હોટો અનર્થ થશે."

"ચંડાલ તારી જીભથી પવિત્ર પ્રભુનું નામ લઇ વધારે દોષિત ન થા." એટલું કહેતાં કહેતાં તેના નેત્રમાંથી આંસું પડયાં. થોડી વારે મૂર્તિ સ્હામું જોઇ પાછું પગ સ્હામું જોયું હવે તેનાથી બોલાયું નહિં.

"તારી શિખામણની મારે જરૂર નથી. હું કહું છું તે પ્રમાણે પ્રાર્થના કરી લે. પ્રાર્થના કરવાથી મોટી બૂમો પાડી પ્રભુનું નામ લેવાની મારે જરૂર નથી. જયારથી હું અહીં આવ્યો છું ત્યારથી પ્રભુ મારી પાસે છે. જેઓ પાપકર્મ કરે છે, તેવાઓથી પ્રભુ દૂર રહે છે. અને તે જગોએ રહેનાર મનુષ્યોના અંતઃકરણની અંદર તેમનો વાસ થતો નથી. જ્યાં પૂન્ય નેમ હોય છે ત્યાંજ પ્રભુનો વાસ હોય છે. કદાચ હું ઇશ્વર સ્મરણ કરીશ તેથી તારા અંતકરણને તેની અસર થવાની નથી. પરંતુ મારી પ્રાર્થના પરમ કૃપાળુ પરમાત્મા સ્વિકારશે અને તારા જેવા દુષ્ટના પંજામાંથી મુક્ત કરશે."

"તારો ઇશ્વર તને છોડાવી શકનાર નથી માટે દેવીને યાદ કર, દેવીને?"

"દૂષ્ટ નિર્દોષના પ્રાણ લેવાથી દેવી પ્રસન્ન થવાની નથી."

"આજતો દેવી મારા પર ઘણાજ પ્રસન્ન થવાના છે. કેમકે આજદીન સુધીમાં મેં તારા જેવા એક સદ્‌ગુણ સંપન્ન મનુષ્યનું બલીદાન આપ્યું નથી. અને આજેજ આવો વખત આવ્યો છે તેથી હું અત્યંત ખુશી થયો છું."

નંદશંકરના હૃદયમાં અગ્નિ પ્રજલિત થયો. અને તિરસ્કારથી બોલ્યો. પાપી તારી દેવી કયાં છે? દેવીના નામને કલંક લગાડનાર

નરાધમ તારાથી શું થવાનું છે? પાપી, તારા જેવા મનુષ્યો દુનિયાની અંદર ન જનમ્યા સારા છે. આવા અઘોર કૃત્યોથી તારા હસ્તમાં શું આવવાનું છે? તેનો વિચાર કર, પ્રભુનો ડર રાખ કે જેથી ઇશ્વર તારા ગુન્હાઓ માફ કરે."

"મારે માફીની જરૂર નથી. મારે તો તારું બળીદાન આપવાની જરૂર છે. માટે જીભ બંધ કરી પ્રભુને યાદ કર."

"ઓહ! દુષ્ટ પાપી! તારી નસેનસમાં હળાહળ ઝેર ભરેલું છે. તારુ અંતઃકરણ મલિન છે. તેથી તું અત્યાચાર કરવાનોજ? કેમ?" એ હસ્ત જોડી નંદશંકર શાન્ત ચિત્તથી ઉભો રહી, ઇશ્વર સ્તુતિ કરવા લાગ્યો. તુરત બુઢ્ઢાએ તરવાર ઉગામી નંદની ગરદન પર પ્રહાર કરવા જાય છે કે "ઓ પ્રભુ! સહાય થા" કહેતાની સાથે 'સબુર! સબુર!' નો અવાજ આવ્યો. બુઢ્ઢાએ પાછળ નજર કરી તો ભગવા વસ્ત્ર ધારી જોગીને જોતાં થરથર કંપવા લાગ્યો. અને પુનઃ ક્રોધાવેશમાં બોલ્યો.

"જોગટા તારે મારા કાર્યમાં આડે આવવાનું શું કારણ છે?"

"નિર્દોષનો પ્રાણ બચાવવો એવી મારી પ્રતિજ્ઞા છે."

"જોગી! જોગી! મારી સંપાદક કરેલી સમ્પત્તિ છીનવી લેતાં તારી પણ તે દશા ન થાય! મારે કોઇ કાર્ય અસાધ્ય નથી. જોજે તારુ પણ બળીદાન આપી, તારા ધનનો ઉત્તરાધિકારી હું થઇશ." તે દુષ્ટ પાપી, ભયંકર કામ કરવા તૈયાર થયો, તેના હાથે આવા ઘણા ભયંકર કાળાં કામ થયાં હતાં.

પ્રિય વાંચક! દુષ્ટ માણસોનું મન કદી સ્થિર રહેતું નથી. તે દુષ્ટોને પરમેશ્વરનો યત્કિંચિત ડર હોતો નથી. તેઓને આવી પાપિષ્ટ ઇચ્છા પ્રબળ થાય છે. શું તેઓ સમજતા નહિ હશે કે મનુષ્યે ધર્મ અને યશ પ્રાપ્ત ના કર્યાં, તો આ સંસારમાં જન્મ લઇ ઢોરની માફક

પોતાનું પાપી પેટ ભરી જીવવું વૃથા છે ? આ ક્રુર મનુષ્ય નિર્દોષ ઉપર આવો અત્યાચાર કરી, પોતાનું પાપી પેટ ભરવાને માટે આવા ઘોર કૃત્યો કરી પૈસા સંપાદન કરે છે. અરેરે દેવ! "लोभमेव दुर्गुणेन किम्" લોભ અજબ વસ્તુ છે અને તેને આધિન થઈને દુષ્ટ મનુષ્યો આવું દુષ્ટ કાર્ય કરતાં કદી અચકાતાં નથી. એ દુષ્ટ લોકોને આ જગતમાં અપકીર્તિ મળે છે અને નિચ કર્મથી સંપાદક કરેલું ધન સત કાર્યમાં વપરાતું નથી. પરંતુ દેવ ઇચ્છા બળવાન્ છે! એટલું બોલી જોગીએ બુઢ્ઢાને એક હાથે ગળામાંથી પકડી બીજા હાથે તેના હાથમાંથી તલવાર ખુચાવી લઈ પાછળથી એક ઝટકો એવી રીતે માર્યો કે એકે સપાટે બુઢ્ઢાનું શીર ધડથી જુદુ થઇ ગયું. જોત જોતામાં તે નિર્દય ખુની સ્વધામ પ્હોંચી ગયો.

થોડીવાર સુધી બન્ને જણા મુંગા રહ્યાં. પછી નંદશંકર બોલ્યો, "તમે મને મદદ કરી મારો જીવ બચાવ્યો. જોગી મહારાજ તમારો મારા ઉપર કેટલો બધો ઉપકાર થયો છે ?"

નંદશંકરના ફીક્કા ચહેરા તરફ નજર નાખતો જોગી બોલ્યો. "શું તમે મારા ઉપર અભાર નથી કર્યો ?"

નંદશંકર આશ્ચર્ય પામીને બોલ્યો, "આભાર! મેં તમારા પર ઉપકાર કર્યો હોય એવો મને સ્વપ્ને પણ ખ્યાલ નથી."

જ્યારે નંદ આ પ્રમાણે બોલવા લાગ્યો ત્યારે, જોગી પોતાનુ મોઢું ફેરવી હસવા લાગ્યો.

"જોગી મહારાજ! તમે જો મારા ઉપર કૃપા કરી ન હોત તો હું ક્યારનો મરણને શરણ થયો હોત." બેઉની નજર એક થઇ ગઇ. નંદના મનમાં અનેક વિચારો ઉત્પન્ન થવા લાગ્યા. થોડીવાર ચૂપ રહ્યા પછી જોગી નંદનો હસ્ત પકડી ચાલતો થયો.

## પ્રકરણ ૧૮ મું.

### દુષ્ટ ! રંડા નિર્દોષના પ્રાણુ લઇશ નહિ.

કુતરાની પુંછડી જમીનમાં દાટે પણુ તે વાંકીને વાંકીજ રહેવાની. તેમ જે મનુષ્યોને કુટેવ પડી હોય તે તેને ગમે તેટલો બોધ આપીશું છતાં પણુ તેની પડેલી ટેવ કદી કાળે જવાની નથી.

બાર ગાઉએ બોલી બદલે, તરૂવર બદલે શાખા.

જતે દહાડે કેશ બદલે, લક્ષણુ બદલે લાખા.

લોક કહેવત મુજબ પડેલી ટેવ ભલી કે બુરી તે જતી નથી. ઉછરતા કુમળા છોડને જેમ નમાવીશું તેમ નમશે, તેમ તરૂણુ વયના બાળકોને જેવો બોધ આપીશું અને જેવી ટેવ પાડીશું તેવી ટેવ પડશે. મનુષ્યે પોતાના બાળક સુધારવા હોય તો પ્રથમ તેની માતાને બોધ આપી તેનામા સદ્ગુણુ પ્રાપ્ત કરાવવાં જોઇએ, તેની આજુબાજુનું વાતાવરણુ મિત્રતા, સંગતી સારી હોવી જોઇએ. બચ્ચાઓના શિક્ષણુ સંબંધી ધ્યાન રાખવાની જરૂર છે. એટલા ઉપર જો ખાસ ધ્યાન આપવામાં આવે તો ભવિષ્યની અંદર પોતાની પ્રજા ખરાબ રસ્તે જશે નહિ.

ઘણો વખત થયો છતાં આપણે મોહીનીને બીલકુલ યાદ કરી નહિં. હવે વિના વિલંબે તે બાજુ દ્રષ્ટિ કરીશું.

મોહીનીના લગ્ન ગામમાં એક ગુહસ્થને ત્યાં ઘણી ધામધુમથી કર્યાં હતા. તે વ્યભિચારિણી અનીતિના માર્ગમાં દોરાઇ પોતાના વૃદ્ધ માતાપિતા તથા પતિનો ત્યાગ કરી યૌવનના આરંભમાં ચાલી ગયેલી. તેને અસહ્ય દુઃખ સહન કરવાનો કમનસીબ પ્રસંગ આવ્યો.

મધ્યરાત્રીનો સમય થવા આવ્યો છે. પશુ પક્ષીઓ પોતાના

માળામાં સુખેથી નિદ્રા દેવીને શરણે પડેલાં છે. મજુર વર્ગને અતિશય :પરિશ્રમ પડવાથી તેમના ઉપર નિદ્રા દેવીએ પૂર્ણ સતા જમાવેલી છે.

તરૂણ વયની લલનાઓ પ્રેમના ઉભળકાથી મોડી રાત્રી સુધી રસ ભીની થયેલી જણાય છે. કેટલી સતિ સાધવી સ્ત્રીઓ પોતાના પતિની બરદાસ કરતી સ્વર્ગીય સુખ આપી રહી છે. પતિ વિયોગી પ્રેમદાઓ નિશ્વાસ ઉપર નિશ્વાસ નાંખી નિદ્રાદેવીને ધિક્કારતી, રુદન કરી કરીને ઉશીકું ભીંજવી નાંખતી ઘણા વખત પછી નિંદ્રાને આધીન થઇ; છતાં આ નિદ્રા તે નિદ્રા નહિ પણ સ્વપ્નનું સામ્રાજ્ય હતું.

સામેની ઓરડીમાં દ્રષ્ટિ કરતાં એક નવ જુવાન સ્ત્રી અત્યાર લગન શય્યામાં આળોટતી જણાય છે. તેનાં નેત્રો આગળ સકળ વાતો સ્વરૂપ ધારણ કરવા લાગી. તે તરૂણ સ્ત્રી બગાસાં ઉપર બગાસાં ખાતી પથારીની અંદર આળોટયા કરે છે. વસ્ત્રમાં વાયલની ગુલાબી રંગની ચોળી અને સફેદ સાળુ પહેરેલો હતો. સફેદ વસ્ત્રની અંદર ગુલાબી ગાલ જાણે ચંદની રાત્રીમાં ગુલાબના ફુલની માફક ભાસતા હતા. તેવા સમયમાં આળસ મરડતી વારે ઘડીએ ઉઠ બેસ કરતી હસ્ત ચરણ અફાળતી ઉભી થઇ કે તરત કંપારી આવી અને તેના શરીરમાંથી પરસેવાના ઝોબે ઝોબ છૂટતા હોવાથી પોતાના સાળુ વતી લુછતી તરૂણ લલના શાંન્ત થઇ બેઠી કે પુનઃ ઉદગાર નીકળી પડયા. અરેરે ! કહેતાની સાથે આળસ મરડી ઉભી થઇ, વ્હાલા વાંચક બંધુ ! આ સ્ત્રી બીજી કોઈ નહી પણ ફકીરની સાથે રહેનાર મોહીની હતી. આ વખતે મોહીની મદનના વિકારથી સપડાયલી હતી.

મદને પોતાની પૂરેપૂરી સત્તા તેના પર અજમાવી હતી. તેની નસેનસમાં મદનનો પ્રસાર થતાં તેનું ચીત ભ્રમિત થઇ ગયું. મદન

પોતાની સત્તા પૂરેપૂરી જમાવી રહ્યા છે. બાજુમાં ફકીરની પથારી હતી, આ વખતે નીચ લંપટ મોહીની ફકીરના પાસે પોતાની મનોકામના તૃપ્ત કરાવવાને માટે આતુરતાથી ઉભી હતી. ચતુર ફકીર આ બધી ઘટના અર્ધ ખુલ્લી ચક્ષુથી નિહાળતો હતો. પરંતુ મોહીનીને તો જાણે ફકીર ઘાડ નિદ્રામાં છે એમ ભાસતું હતું. બરાબર છે વિષયાંધ લંપટ મનુષ્યોને તેની ખબર રહેતી નથી. તેમના વિચારો હરઘડીયે બદલાય છે. અને તેમના મનમાં અનેક નવા નવા તરંગો પેદા થાય છે. તે વખતે કોઇ પણ પ્રકારનું માન અપમાન કે ઇજ્જત આબરુની દરકાર હોતી નથી. માત્ર તેઓ પોતાની મનોવાંચ્છનાઓ તૃપ્ત કરવા પર ધ્યાન હોય છે; ફકીર સાવધ થઇ સુતો હતો. કારણ કે કેટલીક વખત પોતે જીવલેણ જોખમમાં આવી પડયો હતો. તેથી મોહીની ઉપર તેને પુર્ણ ભરુંસો નહતો, મોહીની ફકીરની પથારી પાસે આવી ઉભી રહી.

ફકીરને જોતાંજ કંપારી છૂટી, તેના શરીરના રુંવે રુંવામાં કમકમાં આવ્યાં. અને તેના નીચ વિચારોએ તેના મગજપર સામ્રાજ્ય છાઈ દીધું. તે એકદમ ફકીરનો હાથ ઝાલી ઉઠાડવા તત્પર થઇ, તેને કંઇ વિચાર આવ્યો અટકી બે કદમ દૂર ખસી શાંન્ત થઇ ફકીરના મુખને નિહાળતી જ ઉભી રહી. પાછા તેના વિચારો પલટાયા અને એકદમ ગુસ્સાના આવેશમાં બોલી ઊઠી.

" હાય ! ઓ અઘોરી ફકીર તારી સાથે આવીને મને કંઇ પણ સુખની પ્રાપ્તી થઇ નથી, તેમજ જે આશાએ તારી સાથે આવી તેમાંનું હજુ સુધી મારી દષ્ટિએ કાંઇ પણ દેખાયું નહિં. તારી સાથે આવવાથી મને સુખની પ્રાપ્તી થશે એમ ધારી તારી ભવિષ્ય વાણીના ઉપર વિશ્વાસ રાખી તારી સાથે આવી. છતાં હજી સુધી

તેમાંનું કંઇ પણ તેં મેળવી આપ્યું નહિં. અને ઉલટો તિરસ્કાર કરી મારા સામુ ધિક્કારની નજરે જુએ છે. બે વખત મેં તારી સાથે આવીને શું ભાળ્યું ? કંઇ નહિ. તારે આવી રીતનું દુઃખ દેવુંતું તો મને લાવવાની શી જરૂર હતી. વગર બોલાવે તારી પાસે આવું છું તેનો તું ખ્યાલ કર, મારી બીલકુલ કદર તને થતી નથી. તો તેનો બદલો તને બરાબર આપીશ. ( ક્રોધાવેશમાં આવી જુસાથી બોલી. )

ઓ ! નાદાન, ફકીર, તારી મીઠી નિદ્રાનો ત્યાગ કર, અને તારી પાસે આવેલી મોહીનીની આશા સફળ કર, મારા બળતા હૃદયને શાંન્ત કર, મારી મનોવૃત્તિઓ સ્થિર નહિ હોવાને લીધે મારૂં મન ચળિત થયેલું છે. ઝેરી પવન મારી નસેનસમાં પ્રસરી રહ્યો છે. ઓહ ! નીચ ફકીર તું મને સતાવે છે, તારા કૃત્યનો બદલો હમણાંજ આપું છું. કહી મોહીની ફકીરના હાથમાં ઝાલવાનો ડંડો લઇને આવી. જેવો બે હાથથી ઉચકી ડંડો મારવા જાય છે કે તરત ફકીરે ઉઠી તેના હાથ ઝાલ્યા અને પુનઃ બોલી ઊઠયો.

“ મોહીની વિચાર કર, પળવારના સુખની ખાતર પ્રાણ હરવાથી ઇશ્વરની ગુન્હેગાર થાય છે. ” તારા ગુસ્સાને શાંન્ત કર, મનને કાબુમાં રાખ, નકામી ફીસાદ કરવાથી દુઃખમાં આવી પડીશ.

દુઃખી થવાનું હવે બીલકુલ રહ્યું નથી. તેંજ મને દગો દીધો, જો હું તારી સાથે આવી ન હોત તો હું મારા મન માનતા સુખો મેળવત, પણ તેમાંનું કંઇ પણ તારાથી થઇ શકતું નથી. મારી કોઇ પણ ઉમેદ પાર આવી નહિં. છતાં હજુ પણ મને બહાર જવા દેતો નથી. બસ હવે તો હું તારુંજ ખુન કરીશ.

પ્રિયતમે ! જેને મેં હૃદય અર્પ્યું તેજ મારૂં ખુન કરવા તૈયાર

થાય છે, તો પછી કોણે માટે જીવણ ધારણ કરવું ? પ્રિયે મારી-હૃદયહારીણી ! હું હતભાગી છું. મારે લીધે તું ખુની બની દુઃખી શામાટે થાએ છે ? તારા હૃદયને ક્લેશ સાગરમાં ડુબાવવું તે કરતાં મ્હારે મરવું વધારે સારું છે. મારા મૃત્યુથી તારા બધા દુઃખો દૂર થશે અને તું આનંદથી મોજ કરીશ.

મોહીની આ સાંભળી બોલી; હૃદયેશ્વર ! મારી સાથે આપ વિશ્વાસઘાતી અને નિષ્ઠુર શામાટે થાઓ છો ? પ્રાણનાથ ! જેને મેં હૃદય અર્પ્યું તેજ મારા પ્રિયતમ દૂર થાય તો પછી શામાટે મારે કોના સારું મારા હૃદયમાં દયાને સ્થાન આપવું જોઇએ ? લજ્જા અને અભિમાનથી તેનું હૃદય દગ્ધ થવા લાગ્યું. તેણે એવો જ નિશ્ચય કર્યો કે; હવે હું દેશમાં જઈ મારું મુખ કોઇને શું બતાવીશ ? ફકીરને જોઇ મોહીની પ્રેમાન્ધ બની છે. તેના હૃદયમાં ફકીર સિવાયનું કોઇ પણ સ્થાન ખાલી નથી. તે અન્ય સુખોને વિષવત્ ગણે છે. મોહીની ત્યાંજ ઊભી રહી અફસોસ કરવા લાગી. ફકીરને જોઇ તેના હૃદયમાં દબાયલો વિરહરૂપી સમુદ્ર ઉભરાઇ આવ્યો. પોતાની ઇન્દ્રિયના વિકારને રોકી શકી નહિ. મોહીનીનો પ્રેમ તેના તરફ વધુ ઢળવા લાગ્યો. તેનાં નેત્રોમાં જળ ભરાઇ આવ્યાં. તે બન્ને હાથે નેત્ર મસળવા લાગી, ઉંચું જોતી ઊભી રહી. મોહીનીનો દયાજનક દેખાવ જોઇ ફકીર બોલ્યો; પ્રિયતમે ! હું તને કેટલી ચાહું છું તેનું વર્ણન કરવા કવિ પણ અસમર્થ થાય ? તો હું મારા મુખેથી શી રીતે કહું ? તેણે પુર્વનો વૃતાંત યાદ આવ્યો. અને ગુસ્સામાં કહ્યું: દૂર થાઓ ! અવિશ્વાસિની ! તેંજ મારા હૃદયમાં અગ્નિ સળગાવી છે. દુષ્ટ ! તારા જેવીના મીઠા વચનોથી લલચાઉ તેવો નથી. "સ્ત્રીઓનું કાળજું, વાંદરા જેવું હોય છે; તે હું સારી રીતે જાણું છું. છટ છટ !

વેગળી થા ! તું સર્પીણી છે; " એટલું સાંભળતા તો મોહીનીએ વાઘણની માફક તરાપ મારી ફકીરને ગરદનમાંથી પકડી જમીન ઉપર પટક્યો. અને છાતી ઉપર ચઢી બેસી, ક્રોધાવેશમાં બોલી, નીચ તું મને સર્પીણી કહે છે. તેં મ્હારુ અપમાન કર્યું છે, લે, તેનું ફળ ભોગવ. એમ કહી તે દુષ્ટ રંડા ફકીરનું ગળું દબાવવા જાય છે કે, તુરતજ " દુષ્ટ રંડા નિર્દોષના પ્રાણ લઇશ નહિં. " નો ગેબી અવાજ કાને પડતાંજ. મોહીની ભયભીત થઈ, અને અવાજ ક્યાંથી આવ્યો તે જોવા પોતાની દ્રષ્ટિ ફેરવી. તુરતજ ભગવા વસ્ત્રધારી સ્ત્રી તેની નજરે પડી. આથી મોહીની ગુસ્સાથી કંમ્પતી કંમ્પતી તેની તરફ જોવા લાગી. એ જોતાંજ બુદ્ધિમતી જોગણ સમજી ગઈ કે, તેનું ચિત્ત ચકડોળે ચઢયું છે. તે ફકીરના સ્વરૂપ ઉપર આસક્ત થઇ છે. પરંતુ હૃદયના ભાવને છુપાવી જોગણ ક્રોધાવેશમાં બોલી, દુષ્ટ રંડા ત્હારે કદી પણ આ ફકીર સાથે વાત કરવી નહિં. એમ કહેતાંજ મોહીનીને લાત મારી નીચે પાડી દીધી. જોગણે ફકીરનો હાથ ઝાલી ઉભો કર્યો. પોતાનો જીવ બચવાથી જોગણનો ઉપકાર માનતો ફકીર શાંન્ત થઇ ઊભો રહ્યો. મકાનમાં શાંન્તીનું સામ્રાજ્ય સ્થપાયું. ત્રણે જણ મૌન ધારણ કરી ઊભાં રહ્યાં. અસ્તુ.

---

## પ્રકરણ ૧૯ મું.

### પ્રેમોદ્ગાર.

બરોબર મધ્યાહ્ન સમય થવા આવ્યો છે. વૈશાખ જેઠ મહીનાનો સખત તાપ પડે છે. નીચે જમીન ઉપર પગ મુકી શકાતો નથી. ઉપર આકાશ બળી રહ્યું છે. આવા સખત તાપમાં ચંદ્રશેખર

પોતાના મકાનમાં પ્રેમ જ્વરથી પીડાતો હતો. તે લલિતાને હૃદયમાં સ્થાન આપી ચુક્યો હતો. ચંદ્રશંકર! હૃદયની વેદના શી રીતે સહન કરી શકે ? તે બાળક હતો, તેણે લલિતાને પ્રેમ વેચ્યો હતો. પોતાનું હૃદય પરાધિન કરી ચુક્યો હતો, તેણે લલિતા સારું અસંખ્ય દુઃખો વેઠયાં, છતાં તે દુઃખમાં દબાયો છે. કચરાયો છે. આજે તેના દુઃખની સીમા નથી. તેના નેત્રમાંથી દુઃખાશ્રુની મુશળ ધારા વહે છે!

લલિતાનું મુખ જોયું ત્યારથી ચંદ્રશંકરનું હૃદય તે લોહ ચુંબક તરફ દોરાયું. તેનાં નેત્રમાં પ્રેમબિજ રોપાવાં લાગ્યાં. વાંચનાર! તમે કહો જોઇએ, એ શું થતું હશે ? અને પ્રેમ શું? તમે કહી શકશો ? હું તો એટલુંજ કહીશ કે કામદેવનો અન્ય અવતાર અને અપ્સરાનું દિવ્યસ્વરૂપ વિસરાવે તેવી મનોહર મૂગ્ધા, લલિતાને જોઇ ચંદ્રશંકરને મોહ લાગ્યો! તેજ ક્ષણથી તેનાં નેત્ર કમળો લલિતાના દર્શન માટે તૃષાતુર થઇ રહ્યાં. તેમ તેમ તેનાં હૃદયમાં પ્રેમનો અગ્નિ વિશેષ પ્રજળવા માંડયો. અને વિયોગથી તેનું હૃદય ફાટવા લાગ્યું.

વાંચક મહાશય! " એક અતિ પ્રભાવશાલી વિશ્વામિત્ર નામના ઋષિએ એક સમયે ગોમતીને કાંઠે અગાધ તપશ્ચર્યા કરવા માંડી હતી. તે વખતે એ તપથી ઇંદ્રિ રાજાને, પોતાનું રાજ્ય જવાની બીતી ઉત્પન્ન થઇ, તેથી ઋષિનું તપ ભંગ કરવા સારું મેનકા નામની અપ્સરાને મોકલી, તેના દિવ્યસ્વરૂપને જોતાંજ ઋષિ તેની પ્રેમ જાળમાં ફસાઇ ગયા. તો પછી શું ? સ્ત્રીઓના સૌંદર્ય સ્વરૂપ આગળ શું કહું!" પ્રેમ કેવી અજબ વસ્તુ છે ? એજ નિષ્ઠુર પ્રેમને લીધે જળ વિના ટળવળે છે. એજ નિર્દય પ્રેમને લીધે રાજવૈભવનો ત્યાગ કરી ખભે ઝોળી ભરાવી, ઘરોઘર અહાલેક જગાવતા શાલો રાત આથડે છે.

ચંદ્રશંકર આજે પુનઃ વિયોગાગ્નિમાં દગ્ધ બની ગયો છે. "અરેરે ! હું કેવો મુર્ખ ! કે મેં અન્ય બાલિકાપર આટલો બધો પ્રેમ ઢોળ્યો. કમળ નયને ! ત્હારૂં હૃદય કેટલું ખિન્ન થયું હશે ! તને કેટલું દુઃખ થતું હશે ! વ્હાલી ! હવે તને ક્યાં જોઈશ ?" એમ અનેક પશ્ચાતાપ કરતો રસ્તા પરના ભવ્ય મકાનની બારીએ એક તરૂણ પુરુષ લમણે હાથ દઈ ઊભેલો વિચાર સાગરમાં તણાતો આપણી નજરે પડે છે. તે વિચારમાં ને વિચારમાં પુનઃ બોલી ઊઠયો.

જખમ કેરી કટારીના, પીછાનો છે પડયા જેને;
અમારા કષ્ટની કહાણી, સુણીને શું તમે કરશો ?

જેને પ્રેમની કટારીનો ઘા લાગ્યો છે. તેનેજ વેદનાની ખબર હોય છે. વીંછીની વેદના જેને વીંછી ડંખ્યો હોય તેજ જાણે છે. પ્રસુતીની વેદનાને વંઝા શું જાણે, તેમ પ્રેમની ખબર, પ્રેમનું દુઃખ ખાસ પ્રણયીઓ જાણે છે. પ્રેમના કટારી જીગરમાં લાગ્યાં છતાં તેની બીલકુલ ખબર પડતી નથી. પણ તેની મીઠી મોજ પ્રણયીઓનેજ હોય છે. પ્રેમહીન મનુષ્યો તેના માર્ગને શું પીછાને ?

પ્રેમ તારો રાહ ન્યારો છે. ત્હારી મીઠી મીઠી લહેરોમાં હજારો જન તારા માર્ગમાં ભુલા પડયા છે. કંટક અને કાંકરની શયાપર આળોટતાં આપની નજરે પડે છે. રત્નની પરિક્ષા ઝવેરી સિવાય થતી નથી. તેમ પ્રણયીઓ દુઃખના દાવાનળ પર ચઢી આખરે સુખ્ય અને ચોખ્ખા પ્રેમને પ્રાપ્ત કરે છે. પરંતુ દુરાચારી મનુષ્યો પ્રેમના નામને કલંક લગાડી પ્રેમી બનવાનો ડોળ કરી તે તરફ જવાની ઇચ્છા કરે છે. તેઓ પુર્ણ વિચાર કર્યા વગર તે રસ્તે જાય છે, અને આખરે ભુલા પડી ઠેરો ઠેર ઠોકરો ખાઇ અથડાતા આપણી નજરે પડે છે. જે સોયથી ડરે છે તે ખંજરના ઘા કદી સહન કરી

શકવાનો નથી. જે પાધર જતાં ડરે છે તે વેરાનમાં શી રીતે જઇ શકશે ? જેના અંદર પ્રેમનું બીજ નથી તે સનમના સંગે શું રમવાનો હતો. સનમના સીતારાને ચુમવાને માટે ખરા જીગરની જરૂર છે.

ચંદ્રશંકરનો ચેહેરો શાંત અને ગંભીર હતો. લલિતાના પ્રેમે તેના અંતઃકરણમાં અમૃતસિંચન કર્યું હતું, તેથી તેનું મન તેના તરફ દોરાતું હતું. તેણે પોષાકમાં માત્ર સાદો ઝભો ધારણ કર્યો હતો. તેના લલાટ પરથી તે કોઇ દૃઢ વિચારનો માણસ હોય એમ સ્પષ્ટ ભાસતું હતું. તેના શરીરનો બાંધો મજબુત અને તેનાં અંગ કસાયલાં માસતાં હતાં. ત્હેનો ગૌર ચેહેરો, વિશાળ લલાટ, અને ઝીણી આંખ, તેની મુખમુદ્રાપર કંઇક ગર્વની છાંયા સ્પષ્ટ જણાતી હતી.

વિધાતાએ લલિતાના અંગમાં એવી વિલક્ષણ મોહકતા મૂકી હતી કે, જેની દૃષ્ટિએ તે એકવાર આવી કે સદાને માટે તેના અંતઃકરણમાં વાસ કરી કાયમ રહેતી. તેના શરીરનો અમુક ભાગ કે અમુક અવયવ વિશેષ સુંદર હોય તેમ નહતું. પરંતુ તેના શરીરના સર્વ ભાગ પ્રમાણસર હતા, તેનો ચેહેરો ભભકાદાર અને સામાને આંજી નાંખે તેવો હતો.

આકાશમાં સુર્ય ઝળહળી રહ્યો હતો. તેના ધવળ પ્રકાશથી પૃથ્વી સ્નાન કરી રહી હતી. ચંદ્રશંકર કંઇક પ્રેરણાથી વિચારમાં ને વિચારમાં પુતળાની માફક સ્થિર ઉભો રહ્યો. ક્ષણ ભર તેનાં હોંશકોશ ઉડી ગયા, છતાં તેની આંખો પ્રેમ અને આનંદથી થન થન નાચતી હતી. તેથી મુખમુદ્રામાં અપૂર્વ ઉત્સાહ ભાસતો હતો. તેનાં હૃદયમાં લલિતાના વિચારોએ વિજળીની ત્વરાથી પ્રવેશ કરી દીધો હતો. તેનાં હૃદયમાં વિરહરૂપી સમુદ્ર ઉભરાઈ આવ્યો. અને તે આશ્ચર્યચકિત થઇ બોલ્યો. લલિતા, લલિતા, શું તારો સ્નેહ, તારા વિયો-

ગથી મારૂં અંતઃકરણ વિંધાઇ જાય છે. પ્રભુની માયા તારી કોમળ કાયાના અંદર સમાએલી છે. હે દીન દયાળ પ્રભુ તારા રંક બાળક પર કૃપા કર, ધન્ય છે દૈવ ! તને ધન્ય છે. તમે સૃષ્ટિનું પોષણ કરવા સારું ફલાન્ન ઔષધિઓ સરજ્યાં; રંક બાળકોના જીવનાર્થે જન્મતાં અગાઉ તેમની માતાના સ્તનમાં પ્રેમમય સરજાવ્યું. હે દયા નિધાન પ્રભુ મારા સર્વ દોષોને નિવારસો. હે પ્રભુ તારી કૃપા વિના મારા હૃદયનું દુઃખ ટાળનાર કોઇ નથી. એમ અનેક તર્ક વિતર્ક કરતો નિચે મુજબ ગાવા લાગ્યો.

શું જાણે દુરાચરણી, પ્રેમને શું જાણે દુરાચરણી;
કાંઠા સુધી ભર્યું ઘૃત તદપી, સ્વાદ ન જાણે બર્ણી. પ્રેમને શું જાણે.
સરસ રીતે શાક વધાર્યું, ચાખે શી રીતે ભર્ણી;
ભીતર માંહે અગ્નિ રહે પણ, કળી શકે નહી અર્ણી. પ્રેમને શું જાણે.

ઉપરનું કાવ્ય બોલી રહ્યો. ચિન્તાથી તેનું હૃદય બળવા લાગ્યું. તેના તેજોમય મુખાર્વીંદ પર ઉદાસીનતાની છાયા છવાઇ હતી. તે વિચારમાં ને વિચારમાં શાંન્ત થઇ ઊભો રહ્યો. કે તેની માતુશ્રી રસોઇ તૈયાર થયેલી હોવાથી જમવા બોલાવવાને આવી. એટલે ચંદ્રશંકર પોતાની માતુશ્રી સાથે ભોજન કરવા સારું ચાલતો થયો.

## પ્રકરણ ૨૦ મું.

### સુડી વચ્ચે સોપારી.

સુધરે તે બગડે નહિં, બગડે નહિં તે સુધરે.
આપો આપ સ્વભાવમાં, મુરખ મન તે ઝઘડે. બુદ્ધિસાગર.

મોહીનીના મનમાં એવી આશા હતી કે, ફકીર સાથે ભમણુ

કરવાથી કોઇ દિવસે પોતાની મુરાદ બર આવશે; પરંતુ એકે દિવસ તેની એ આશા સફળ થઇ નહિં. તે સૌન્દર્યમાં તથા વિરત્વથી ભરપુર હતી. છતાં તેનાં આચરણો સારા ન હતા તેની મનોવૃતીઓ સ્થીર નહોતી. તે હમેશાં હજારો નવા નવા તરંગો ઉઠાવતી, તે એટલી સીમા પર્યન્ત કે એક સમયે પોતાનો દુષ્ટ વિચાર સ્પષ્ટ રીતે દર્શાવ્યો. જેનો ફકીરે તિરસ્કારથી અસ્વિકાર કર્યો; જેના પરિણામે ફકીરને મારી નાંખવા તત્પર થઇ, જોગણે તેનો જાન બચાવ્યો. ત્રણે સ્તબ્ધ થઇ ઉભા રહ્યાં હતાં. તે આપણે ગત્ પ્રકરણમાં જાણી ગયા છીયે, છેલ્લા અંત સમયે બચાવનારનો આભાર માનતો ફકીર મંદ સ્વરે બોલ્યો.

"તમને હું સાક્ષાત્ દેવી સ્વરુપ જોઉં છું; આપે મારા પર અત્યંત કૃપા બતાવી મારો જાન બચાવ્યો. નહી તો મને કોણ આશ્રય આપત, કોની પાસે જઇને મદદ માંગત. આપના સિવાય મારો જાન બચાવનાર કોઇ હતું નહિં.

તેને આશ્વાસન આપતી જોગણ કહેવા લાગી કે, મુરશીદ! તમારે આવા ક્ષુદ્ર વિચારોને હૃદયમાં સ્થાન આપવું વ્યાજબી નથી. ઇશ્વરની કૃપાનો અનાદર કરો છો જેથી મારા હૃદયમાં ઘણોજ ખેદ થાય છે. " આ જગતમાં જેનું કોઇ નથી તેનો ઇશ્વર છે."

જોગણના આશ્વાસન દાયક શબ્દોના શ્રવણથી ફકીરને ભાસ થયો. થોડીવાર સુધી તો કાંઈ પણ બોલ્યા ચાલ્યા વગર તે જોગણના મુખ સામુ એકાગ્ર ચિતથી જોઈ રહ્યો.

ફકીરને બચાવનાર જોગણે ફકીર સામેથી પોતાની દ્રષ્ટિ ફેરવી મોહીની તરફ દ્રષ્ટિ કરતાં ક્રોધાવેશમાં બોલી ઊઠી.

વિષયને પ્રકાશિત કરનાર નીચ દગાબાજ લંપટ સ્ત્રી, વિચાર

કર ! "પ્રાણી માત્રને પેદા કરનાર ઇશ્વર છે." જેથી તારા કૃત્યોનો ખ્યાલ કર, નહી તો અવશ્ય પ્રભુ તારા કૃત્યનો બદલો આપશે. માટે વિચાર કર અને વધુ દોષીત ન થા.

શું હું આમ તારા કહેવાથી દોષીત થવાની છું. નહી નહી કદી નહી. દેવી ખરેખર તું દેવી નથી પણ જંગલની વંતરી છે.

ચુપ કર નાદાન. બેઇમાન શયતાન તારી લવારીને હું તારો પુરેપુરો વૃત્તાંત જાણું છું. નીચ દગાબાજ કુલટા બોલ તારી સાથેનો બીજો પુરુષ ક્યાં છે ? જોગણના રોશ ભર્યા વાક્યથી મોહીની થર થર કંપવા લાગી. ડરની મારી મોહીનીએ કંઇ જવાબ આપ્યો નહી. જેથી રોષયુક્ત જોગણી બોલી. કેમ ચંડાળ ! કેમ જવાબ આપતી નથી. આથી મોહીનીને ચોકસ ખાત્રી થઇ કે, આ જોગણ કોઇ પુર્વની મારી શત્રુ છે. તે મને મનાવ્યા સિવાય રહેશે નહી. માટે તેને કહ્યા સિવાય ચાલે તેમ નથી. કારણકે તે અમારા દરેક છુપા ભેદો જાણતી હોય એમ લાગે છે. નહી તો તે બીજા પુરુષની વાત શું જાણે માટે ચાલ હું તેને સાચે સાચુ કહું એમ વિચાર કરી પોતાના મનને ધિરજ આપતી શાંન્તીથી નીચે મુજબ કહેવા લાગી.

દેવી ! આપ જે પુરુષ વિષે મને પુછો છો તે પુરુષ બાર માસ થયા મારા દાગીના લઇ નાશી ગયો છે. તેનો હજી સુધી પત્તો મળ્યો નથી.

હા ! હા ! હું સારી રીતે જાણું છું કે તું બડી બદમાસ સ્ત્રી છે. તારા અંતઃકરણમાંથી હજી મલિનતા દૂર થઇ નથી. તારુ હૃદય હળાહળ ઝેરથી ભરેલું છે. બિચારા નિર્દોષને ગુન્હેગાર ઠરાવે છે ? પરંતુ કોઇના કહેવાથી કોઇ પાપનું અધિકારી થતું નથી. પોતાના

કર્મે કરીને નર્કના અધિકારી થાય છે. ભિક્ષાચણી જો આ પવિત્ર ફકીરના દાખલાથી વિચાર કર, શું તે પોતે નર્કનો અધિકારી થતો હતો ? નહિં નિર્દોષને દોષિત કરનાર તારા જેવી કુલટાથી શું થનાર છે. " સત્યનો બેલી શ્રીરામ છે તારા જેવી કુલટાના કપાળમાં ડામ છે. " આથી મોહીનીને ઘણો ગુસ્સો ચઢયો, તેની આંખો લાલચોળ બની ગઈ અને ભવાં ચઢાવી પુનઃ ક્રોધાવેશમાં બોલી.

ચુપ કર, ધર્મના નામે ઢોંગ કરનાર તારા જેવી ભામટીઓ આ દુનિયાની અંદર બહુ ભટકે છે. સતી હોત તો પતિને તજી તરૂણ વયમાં જોગણ બની આમ રખડેજ શાની ? ખરેખર તું જોગણ નથી પણ કોઈ ભામટી છે. કુલટા બોલતાં પહેલાં તારી જીહ્વાને સંભાળ, હું કોણ છું તેનું તને ભાન નથી. તેમજ મારે ઓળખાણ આપવાની હાલ જરૂર નથી. પણ સમય આવે તને બતાવીશ. નાદાન તારી પાસે ભેદ ખોલવાથી ફાયદો નથી. મારૂં રખડવાનું કારણ તારા જેવી કુલટાઓના પંજામાંથી નિર્દોષોને છોડાવવાનું છે.

હા, હું બરાબર સમજું છું. આજકાલ જમાનાની અંદર ધર્મને નામે ઢોંગ કરનાર તારા જેવી લુચ્ચીઓ પોતાનું કાર્ય સાધવાને અનેક વેશ ધારણ કરી આમ રખડતી નજરે પડે છે.

તારી આંખની અંદર કમળો છે, એટલે બધે પીળુંજ દેખે છે. ખબરદાર એક પણ શબ્દ આગળ બોલી તો તેજ ક્ષણે તારા પ્રાણ હરીશ. તારી ધમકીથી કંઇ ડરી જઉં તેમ નથી. મારી ઇચ્છા તેજ મારૂં સુખ છે. તારા અટકાવવાથી કદી પણ અટકીશ નહી.

અરે દુષ્ટ ! બોલતાં તારી જુબાન કેમ બંધ થતી નથી. નીચ આટલાં દુઃખો પડવા છતાં હજી તારી નીચ વાસનાઓ નાબુદ થઇ નહી. તને ધિક્કાર છે. કહ્યું છે કે " अवश्य मेव भोक्तव्यं कृतं-

કર્મ શુભાશુભમ્–" મનુષ્યને પોતાના કરેલા કર્મનું ફળ ભોગવવું પડે છે. એ નિરવિવાદ છે. એમાં લેશ માત્ર શંશય નથી.

બસ કર, બહુ થયું, વધારે બોલી મારા મગજને તપાવીશ નહી. મારે તારા બોધની જરૂર નથી. માટે જ્યાંથી આવી હોય ત્યાં ચાલી જા. વધારે લવારી કરવાથી ફાયદો નહી થાય નાહક તારો જાન ગુમાવીશ.

મારા પવિત્ર પ્રાણને હરનાર પરમાત્મા છે. તારાથી મારો વાળ પણ વાંકો થઇ શકે તેમ નથી. પણ જો કદાચ હું તારા પ્રાણ લેવા ધારૂં તો આજ ક્ષણે હરૂં તેમ છું. દુષ્ટ ! જ્યાં સુધી તું હયાત છે ત્યાં સુધી આ ફકીરને શાંન્તીથી રહેવા દે તેમ નથી. જેથી તારો પ્રાણ લેવામાં લેશ માત્ર પાપ નથી. કહેતાંજ જોગણે મારવા સારૂ હાથમાંનું ત્રીશુલ ઉંચું કર્યું, કે તુરતજ ફકીરે તેનો હાથ પકડયો અને બોલ્યો. " ક્ષમા કરો ! મહાદેવી ક્ષમા કરો ! નર્કના કીડા નર્કમાંજ મરવાના છે. " ફકીરનું વાક્ય સાંભળતાં જોગણ શાંન્ત થઇ, અને ફકીર સામે જોઈ પુનઃ બોલી.

મહાપુરુષ ! તારે આ સ્ત્રીની શી જરૂર છે. નાહક આ પાપણી સાથે રહી પાપનો અધિકારી થાય છે. ઇશ્વર ભજન કર, અને પાપણીની સંગતનો ત્યાગ કરી તારી પવિત્ર દેહનું કલ્યાણ કર.

દેવી, તેનો સંગાથ છોડવાથી મને બહુ નુકશાન છે. આપ ભેદી વેશથી ફરો છો, તેવોજ હું છું. મારો ભેદ હાલમાં ખુલ્લો કરવાની જરૂર નથી. સમય આવે સર્વ જાણી લેવાશે, આપ મને ઓળખતા નથી, પણ આપને હું બરાબર ઓળખું છું. માટે મને તેની સાથેજ રહેવા દેવાથીજ તમને અને મને બન્નેને ફાયદો છે. બન્નેનો પરસ્પર વાર્તાલાપ સાંભળી મોહીની ગભરાઇ અને બોલી.

' હાય ! આતો સુડી વચ્ચે સોપારી ' ના ઉદ્ગારો તેના મુખમાંથી નીકળી પડયા. તરત જોગણુ ફકીરને નમન કરી ચાલતી થઇ.

## પ્રકરણ ૨૧ મું.

## નિરાધાર લલિતા.

મગનલાલના સ્વભાવથી કંટાળી ધનલક્ષ્મી પીયરમાં જઈ વસી ધનલક્ષ્મીમાં સદ્ગુણનો આવિરભાવ હોવાથી, તેના માતા પીતા તેનો સારો સત્કાર કરતા હતા. જેથી તે પીયરમાં રહી પોતાના દિવસો નિરગમન કરવા લાગી. આથી બિચારી લલિતા એકલી પડી, તેને આશ્વાસન આપનાર નહી હોવાને લીધે ઘણી વખત મુઝાતી, પણ શું કરે, ક્યાં જાય ? ઉપર આભ અને નીચે ધરતિ સિવાય બીજુ નહતું. સુખ દુઃખની વાત સાંભળનાર ધનલક્ષ્મીના ગયા પછી પોતાના દુઃખના ઉભરા કાઢવાનું એક પણ સ્થાન રહ્યું નહિં. નિર્ભાગી લલિતા કોની પાસે જઇને પોતાના દુઃખની વાત કરે; લલિતાને પ્યારથી બોલાવી કોઇ ધિરજ આપનાર રહ્યું નાહે. જેથી વારે ઘડીએ રૂદન કરી પોતાના અંતઃકરણના ઉભરા ખાલી કરતી. આમને આમ દુઃખમાં છ માસ થઇ ગયા છતાં લલિતાના દુઃખના દિવસો હજી પુરા થયા નહિં. આથી તેનું શરીર ક્લેશથી હાડપીંજર જેવું થઇ ગયું. મધ્યાન સમય થયો હતો. મગનલાલ પોતાના ખાનગી હોલમાં બેસી કાગળ લખતા હતા. તે હોલની પાછળ બારી જ્યાં લલિતા બેઠી હતી ત્યાં પડતી હતી. જેથી પોતાના કાકા શું કરે છે તે બારીકીથી નિહાળતી હતી. મગનલાલ કાગળ લખી રહ્યા બાદ વાંચી જોતાંજ ઠીક છે, લલિતા તારી હઠ ક્યાં સુધી રહે છે

શે જણાઇ આવશે ? એમ બોલતાંજ લખેલો પત્ર કવરમાં બીડી શરનામુ કર્યું. કે તુરતજ બારીએથી ઠેકડો મારી લખેલું કવર ઉપાડી લીધું. મગનલાલ ચમક્યા. અને લલિતાને જોતાંજ ક્રોધનો પાર રહ્યો નહિ. છતાં પોતાનો વિચાર જાણી ગઇ હોય જેથી પોતાના આશયને છુપાવવાને પુનઃ બોલ્યો

લલિતા, તે કવર લાવ જોઇએ ?

પુજ્ય કાકાશ્રી આપ રંક બાળા પર દયા કરો પત્ર નાંખતા અગાઉથી વિચાર કરો, સાહસ ન કરતાં નિર્દોષનું રક્ષણ કરો.

પત્ર લાવ. હું તારૂ કંઈ પણ સાંભળનાર નથી. કહી આચકો મારી કવર ઝુટાવી લીધું. કે તરત લલિતા ગદ્દગદ કંઠે રૂદન કરતી કાકાની ડોકે વળગી કરગરવા લાગી. દયા કરો ! દયા કરો ! કાકા કુમળા પુષ્પને અગ્નિમાં ન નાંખો. મારી આશાઓનો સળગતો દીપક ન બુઝાવો. મારા બળતા હૃદયને શાન્ત કરો. મા બાપ જ્યારે પોતાના બાળકોનો નાશ કરશે, ત્યારે દુનિયામાં વૃદ્ધિ શી રીતે થશે. આપના દયાળુ હસ્તથી આવો હૃદયભેદક પત્ર ન લખો મારી ભવિષ્યની આશાઓને નષ્ટ ન કરો, તમારી રંક પુત્રી પર દયા કરો માતા પીતા મને નાની વયમાં મૂકી સ્વર્ગે સિધાવ્યા, અને મારા સુખ દુઃખની દોરી તમારા હસ્તમાં મુકી તેમના મરણ બાદ આપે મારૂ લાલન પાલન કર્યું. અતિશય સંકટો વેઠી ઉછેરી તેનું ફળ અપકારથી નહી લેતાં ઉપકારથી વાળો કે જેથી મહાન પ્રભુ આપનું શ્રેય કરશે. આપ જ્યારે આમ મારા દુશ્મન બનશો તો તો પછી મારી વાર કોણ કરશે. આપના પ્રતાપથી આજ દિનસુધી સુખના દિવસો ગુજાર્યાં છે. સ્વપ્ને પણ દુઃખ જોયું નથી. મને દુઃખના મહાસાગરમાં ન ફેંકો. આજ દિનસુધીનો સ્નેહ ક્યાં ગયો

ગયા, છેક નિર્દય ન બનો આપની દયા પર મારી જીંદગીનો સઘળો આધાર છે. તે આશારૂપી દોરીને તોડી ન નાંખો. પ્રભુનો ડર રાખો અને મારા બળતા હૃદયને શાંન્ત કરો. આમ બળતામાં ધૃત રેડી વધુ ન બાળો. આપના હૃદયમાંથી આવા વિચારો દૂર થાવ, નિર્દોષ બાળક પર આમ પાષાણુના પ્રહાર ન કરો. એ શબ્દો બોલતાંજ લલિતાની આંખમાં શ્રાવણુ ભાદરવો વરસવા લાગ્યો. છતાં મગનલાલનું પાષાણુ રૂપી હૃદય બીલકુલ પીગળ્યું નહિં. લલિતાએ અનેક વાતો કહી. પરંતુ તે તરફ મગનલાલનું ધ્યાન નહોતું. મગનલાલ તો ફક્ત ધનવાનના ધનનીજ પ્રશંસા કરી રહ્યાં છે. તેના ધનના તેજમાં અંજાઇ ગયા છે. તેમના ચરણુમાં મસ્તક નમાવી રડતાં રડતાં લલિતા બોલી "કાકા! એમાં આપનો અપરાધ નથી. મારા ભવિષ્યનો દોષ છે. જ્યારે આપ શત્રુ થશો ત્યારે પામર બાળકની શી દશા થશે. તેનો વિચાર કરો. કાકા! ઇશ્વર ઇચ્છા. પ્રભુ નિર્દોષનું સદા રક્ષણુ કરે છે."

તને મીઠા મીઠા શબ્દો બોલતાં ઠીક આવડે છે. પરંતુ તે ખ્યાલ મારા અંતઃકરણુમાંથી બીલકુલ ખસવાનો નથી. તારા ઉદ્ધતાઇના શબ્દોથી મારૂ હૃદય ભરાઇ ગયું છે.

હું બીલકુલ ઉદ્ધતાઇ કરતી નથી. આપની આગળ મારૂં જોર શું? તેમ મારાથી આપની ઉપરાંત થઈ કંઈ કાર્ય થાય તેમ નથી. પણુ આપ મિત્રની મિત્રાઇમાં અને ધનવાનના તેજમાં અંજાઇ આ અનાથ બાલીકાને ગળે ફાંસો નાંખી કુવામાં ઉતારો છો. એજ મારૂ દુર્ભાગ્ય છે. એમ કહેતી ગાંડા જેવી બની અનેક પ્રકારે વિલાપ કરવા લાગી.

હા, હું બરાબર સમજુ છું. નાહાન બચ્ચાઓના મગજમાં

જે ઝુન ભરાઈ હોય છે. તે આગળ પાછળનો વિચાર ન કરતાં પોતાની જીદને છોડતાં નથી. મારી સમજ કરતાં તારી માન્યતા ભિન્ન છે. તારૂં કહેવું મારી ધ્યાનમાં આવતું નથી. તું અણસમજુ અને નાદાન બચ્ચું છે.

કાકા, કાકા. આપ ગમે તે કહો. હું આપનાથી આમ નિરાશ થઇ મારા દ્રઢ વિચારને ફેરવીશ નહિં. હું આપનાં હ્રદય દુર્ગમાં પ્રવેશ કરી આપના મનને ફેરવીશ. જો ઇશ્વર ઇચ્છા છે, તો યાદ રાખજો. કાકા! કે હું મારૂં ધાર્યું કરીશ. આપ ભલે અત્યારે મને તુચ્છકારી કાઢો, પણ વખત આવતાં બતાવીશ ને આપની દયાને માટે સદા ઉત્સુક રહીશ. અને આપની દયાને પાત્ર નિવડીશ. એક ક્ષણભર આશાનું કિરણ લલિતાના ચહેરાપર ચમકવા લાગ્યું.

લલિતા હું તારા વિચારને બિલકુલ અનુમોદન આપવાનો નથી. અને જો તારૂં શ્રેય ઇચ્છતિ હોય તો મારા આશયને તાબે થા.

મહાન પ્રભુએ પ્રાણી માત્રના અંતઃકરણમાં દયા સરજાવેલી છે. છતાં આપના હ્રદયમાં મારા માટે બીલકુલ દયાનું સ્થાન નથી. અને મારા પ્રત્યે આટલો બધો તિરસ્કાર એજ મારા દુર્ભાગ્યનું ચિન્હ છે. કદાચ મારાથી બોલાયું હોય તે તરફ લક્ષ નહિ આપવું જોઇએ, ભોર કઠોર શાસ પણ મા બાપે તો દયા રાખવી જોઇએ, મારા પ્રત્યે આવા વિચારો કરવા આપ પુજ્યશ્રીને ઘટીત નથી. છતાં જોર જુલમથી લે કાર્ય કરશો તો એનું પરિણામ વિપરિત આવશે.

ત્યારે શું તું તારૂં ધાર્યુંજ કરવાની ?

હા, હું મારી ઇચ્છાનું સાર કરીશ, અને મારો તે વિચાર કદી ફેરવનાર નથી. મનુષ્ય પ્રયત્ન અને પ્રભુની મરજી. સંસ્કૃતમાં એક કહેવત છે કે, "मनसा चिन्तितं कार्यं दैवमत्यत्र चिन्तयेत् "

મનુષ્ય જે ધારે છે તેને બદલે દૈવ કંઇ જુદુંજ બતાવી દે છે. તમે જે કરવા ધારો છો, દૈવ તેથી ઉલટુંજ કરી નાંખશે! ઇશ્વર ઇચ્છા આગળ મનુષ્યના હજારો પ્રયત્ન વ્યર્થ છે. તમારૂ ધાર્યું થશે નહી. મેં નિશ્ચય કર્યો છે કે અમે બન્ને લગ્ન કરી સુખી થઇશું પણ તે કામ તમો ઉલટાવી દેવા ધારો છો, તેથી મારા હૃદયમાં શું થતું હશે. તે તો હુંજ જાણું છું. અર્થાત બીજાનું દુઃખ જોઇને દુઃખી કોણ થાય છે. જેને પોતાને દુઃખનો અનુભવ થયો હોય, તેજ. કાકા! તમારો મારી બાલ્યાવસ્થામાં કરેલો ઉપકાર, હું મરણ પર્યંત ભુલવાની નથી. મારાથી કંઇ બોલાયું હોય તો તેની હું ક્ષમા માગું છું. એમ કહેતાંજ તેના નેત્રમાંથી અશ્રુનો પ્રવાહ વહેવા માંડયો. લલિતા પોતાના કાકાના મનનું અનેક પ્રકારે સાંત્વન કરતી પોતાના આશયને સ્પષ્ટ રીતે જણાવતી હતી. આ વેળાયે તેના મનમાં ભવિષ્યના વિચારો આવ્યા કરતા હતા. ગત વાતને બહુધા વિસારી દેવાનો પ્રયત્ન કરતી હતી, કેટલીકવાર પોતાનો થયેલો તિરસ્કાર, અને પોતાની દુઃખમય સ્થિતિનું સ્મરણ થઇ આવતું હતું.

મગનલાલ! લલિતાનું કલ્પાંત જોઇ તિરસ્કારથી બોલ્યા. છોકરી તું અતિશે નાદાન થાય છે, કેમ મારૂ કહ્યું માનનાર નથી. હું તારૂ કંઇ પણ સાંભળવા માંગતો નથી. કહેતાંજ નોકરને બોલાવી લખેલો પત્ર ટપાલમાં નાંખવા નોકરને આપી ચાલતા થયા.

હાય! મારા કર્મની કઠીણતાની તો હદજ નથી. નશીબ! આમ બોલતાંજ તે જમીનપર પડી. અસ્તુ.



# પ્રકરણ ૨૨ મું.

## સ્ત્રીઓનું સંગ્રહસ્થાન.

વાંચક મહાશય! નંદશંકરને મૃત્યુમાંથી બચાવનાર બાળ જોગી તે અન્ય કોઇ નહિ. પણ તેનો બચપણનો સાથી, મોહીની સાથે ભાગી આવનાર કપટશંકર હતો. તે વખતના તેના દુરગુણોનો લેશ માત્ર અંશ અત્યારે જોવામાં આવતો નથી. પણ કોઇ મહાન પુરૂષ હોય એમ ભાસતું હતું. નંદશંકર અદ્યાપિ પર્યંત કપટશંકરને ઓળખી શક્યો ન હતો.

સડેલ પાનના સંગથી શુભ પાન વીણસાય,
કાગ સંગથી હંસલો મૃત્યુ અવસ્થા થાય.

બુદ્ધિસાગર.

મોહીનીની સંગતથી જેટલો નિંદાને પાત્ર હતો. તેથી પણ વિશેષ પૂજવા લાયક થયો છે. નંદશંકરને તેમજ અન્ય સ્ત્રીઓને સાથે લઇ ભોંયરામાંથી બહાર ચાલ્યો આવતો આપણી દ્રષ્ટિએ પડે છે. નંદશંકર તેમજ અન્ય સ્ત્રી મંડળ કપટશંકરને મહાન પુરૂષ જાણી તેની પુંઠે પુંઠે ચાલ્યા આવે છે. એટલામાં કપટશંકર ખમચ્યો, અને વેશધારી ફકીરને જોઇ તેના સામુ જોતો ત્યાંજ ઊભો રહ્યો. ફકીરે તિવ્ર દ્રષ્ટિથી તેના સામુ જોયાં કર્યું. અંતે તેને કપટશંકરને ઓળખ્યો. પ્રથમ કરતાં કપટશંકરની આકૃતિમાં અતિશય તફાવત પડી ગયો હતો. અત્યારે તેનું સુંદર મુખારવિંદ અને તેજસ્વી કપાળ સામુ જોતાંજ કપટશંકરને ઓળખી વિસ્મય પામ્યો. અને ' હેં ! આ શું ! ' એમ આત્મગત્ બોલતાંજ શાન્ત થઇ ફકીરે ગંભીરતાથી પુછ્યું.

" જોગી મહારાજ ! મેં કોઇ પણ વખતે સાધુઓની સંગતમાં સ્ત્રીઓને જોઇ નથી. અને અત્યારે તમારી સાથે તો એક સ્ત્રી નહિ પણ અનેક સ્ત્રીઓ છે. શું મહાપુરુષો પણ સ્ત્રીઓને સાથે રાખતા હશે કે ? "

આપકા કહેના ઠીક હે. સાધુ પુરુષોકા કામ સ્ત્રીકો સંગ કરનેકા નહિં હય. મગર બદીકે રસ્તે ચલને વાલી સ્ત્રીઓકુ નેકીકે રસ્તે લે જાને કે વાસ્તે મેરે સંગ લે આયા હું.

જબતો એહ સબકુ આપકી ચેલીયાં બનાઇ હોયગી કયું ?

નહિં ઇસમેંસે એકભી મેરી ચેલી નહિ હય, મગર જબ તક ઇનકા દિલ સાફ નહિ હોગા તબતક ચેલીયાં બન શકિત નહિ હય. મગર થોડેક દિનકે બાદ ઇનકા દિલ સાફ ભી હોગા ઓર ચેલીયાં ભી બન જાયગી ઉસમેં બિલકુલ શક નહિં હય !

અચ્છા મહારાજ મયને એહભી સુના હય કે સંત પુરુષકી સંગતસે દુર્જન સજન હોતા હય. તો એ ઔરતુંકા દીલ આપકી સંગતસે અબીતક કયું સાફ નહીં હુવા એહ બડી તાજુબકી બાત હય.

વાંચક ! આતે કોઇ ફકીર છે કે વેશધારી ભેદી પુરુષ છે. નહિતો આવા પ્રશ્ન પુછવાની શી જરૂર. ખશુસ આતો મને કોઇ ભેદી પુરુષ લાગે છે. ભેદ ભર્યાં વાક્યો હજી સુધી કપટશંકર બીલકુલ સમજ્યો નથી. તેમ તે સમજે પણ શાનો, જેનું અંતઃકરણ શુદ્ધ હોય છે. તેના મનમાં કિંચિત્ પાપ હોતું નથી. તે વિચારમાં ને વિચારમાં ફકીર સામે દૃષ્ટિ કરી પરંતુ તે તો અગાઉ માફકજ ફરી ફરીને એકજ પ્રશ્ન ફકીર પૂછવા લાગ્યો. જેથી તેણે તેના ભેદને જાણવાની આકાંક્ષા થવાથી પુનઃ બોલી ઉઠયો.

મુરશદ ઉસમે તાજુબ હોનેકી કુચ્છ બાત નહિં હય. જીસ

આદમ બહોત બખ્ત દુર્જન કે સંગમે રહેતે હય, વોહ એકદમ પાક હો નહિ શકતા. મગર જીસ બખ્ત પાપી વાસનાઓ ઉસકે દિલમેં સે દૂર હોતી હય. યું આસ્તે આસ્તે ઓ પાક હો જાતા હય. કપટ-શંકરના બોધ દાયક શબ્દો સાંભળવાથી ફકીર આશ્ચર્યચકિત થયો. તુરતજ તેણે બિલ્વમંગળ અને ચિંતામણીનું સ્મરણ થઇ આવ્યું. બિલ્વમંગળ જેવો દુરાચરણી પણ પાછળથી મહાન પ્રભુનોં ભક્ત થઇ આ અસાર સંસારની મોહજાળમાંથી મુક્ત થઇ મોક્ષ પદને પામ્યો હતો. પ્રભુની અકળ કળાનો કોઇ પાર પામ્યું નથી. રાયનો રંક અને રંકનો રાય, તરણાનો મેરૂ અને મેરૂનું તરણું એક પળમાં બનાવે છે. આવા ખ્યાલો એક પછી એક ફકીરને થવા લાગ્યા. પણ પોતાના વિચારો દાબી દઇ કહેવા લાગ્યો. બાપજી ! હું પણ તમારા જેવોજ પુરુષ છું મારે ત્યાં પણ એક ચેલી છે. મને સાધુ સંગનો બહુજ શોખ છે. મહારાજ ! આપકા દર્શનથી મેં કૃતાર્થ, હુવાહું, માટે જો આપ મારા પર કૃપા કરી મારી પુર્ણકુટીએ પધારી મારૂ મકાન પાવન કરશો. ફકીર ઘડીકમાં હીંદી ભાષા અને ઘડીકમાં ગુજરાતી ભાષા બોલતો હતો. આ પ્રમાણેનું તેનું બોલવું સાંભળી કપટશંકરને શંશય પડયો. અને આત્મગત્ બડબડવા લાગ્યો. આ કોઈ ફકીર નથી. પણ કોઇ છુપો વેશધારી ભેદી પુરુષ હોવો જોઇએ. તે સિવાય મને જે પ્રશ્નો પુછ્યા છે તે પુછે નહિં. શું કોઇ લુટારો તો નહિં હોય ? આતો કોઇ ફકીરના નામને એબ લગાડનાર ધુતારા જેવો લાગે છે. હશે જે હશે તે ખરો આપણી પાસે શું છે કે લઇ જશે. એક લંગોટી અને કફની સિવાય બીજુ કંઇ નથી. ‘ માથાને ભો હોય છે કંઇ કાયાને ભો હોતો નથી. ’ વાસ્તે જેમ બનવાનું હશે તેમ થશે. “ જેને રામ રાખે તેને કોણ ચાખે. ” એ પ્રમાણે વિચાર

કરતો જોગીના વેશમાં ફરનાર કપટશંકર પોતાની સાથે રાખેલી સ્રીઓ સંગાતે ફકીરની સાથે ગયો. આગળ ફકીર અને તેની પાછળ નંદશંકર દશ બાર સ્રીઓ સાથે ફકીરના મકાનમાં દાખલ થયાં. તુરતજ આ બધાને જોઇ મોહીનીને અચંબો લાગ્યો. અને દરેકના તરફ નિહાળી નિહાળીને જોવા લાગી. એક પછી એક એમ દરેક તરફ મોહીનીએ પોતાની દૃષ્ટિ ફેરવી, દરેકને બારિકીથી નિહાળ્યા બાદ આવેલી સ્રીઓ સાથે જુદા વેશમાં ભળી ગઇ. મોહીની અબળા નહિ પણ સબળા છે. આ નવીન દશ બાર સ્રીઓને જોતાંજ તેની આંખમાં અગ્નિ પ્રજળવા લાગ્યો. પણ શું કરે ? ફકીરના આગળ તેનો એકે ઉપાય ચાલતો નહિ હોવાથી શાંન્ત થઇ દરેક ચિકિત્સા જોવા લાગી, નંદશંકર અને ફકીર બેઠા બેઠા પોતાના સુખ દુઃખની વાતો કરતા હતા. એટલામાં ત્રણેના કાને કોઇના ગાવાનો અવાજ આવ્યો. આથી ત્રણે પોતાની વાતો પડતી મૂકી ગાનાર શું ગાય છે તે તરફ લક્ષ ખેંચ્યું. ગાનાર ગાતુ ગાતુ પોતાની તરફ આવતું હોય એમ આભાસ લાગવાથી શાંન્ત થઇ જે સ્થાને બેઠા હતા ત્યાંજ બેઠા બેઠા ગાનાર શું ગાય છે તે સાંભળવા લાગ્યા.

" ઝૂટી જગકી રીત હય—ઝૂટા સબ સંસાર;
જયસે ખાબ સુહાવના, આખિર કુછ નહિ સાર—

* * * *

નાદાન ગાફિલ ! કિસ જહાંનપર હર દમ હય ભૂલા ?
શાહો ઝીશાન ચુન ચુન હર આન મારે—
અમીરો વઝીરો ગરીબ ફકીર-કિસ જહાંનપર હરદમ હય ભૂલા ?
પાયે આરામ કોઇ કયુ કર નિસ દિન પલછિન—
અય આસમાન ! અય અસમાન! અય આસમાન !—
નાદાન ગાફિલ "

જોગણે પોતાનું ગાન ફકીરના મકાનમાંજ પૂર્ણ કર્યું. જોગણને જોતાંજ બધાં એકી સાથે બોલી ઉઠયા. પધારો મહાદેવી ! પધારો આપના ગાયનનો અક્ષરે અક્ષર ખરેખર સત્ય છે. હાલના જમાનામાં મનુષ્યનું અલ્પ આયુષ્ય હોય છે. ભાગ્યેજ કોઇ સાઠથી વધારે ઉમર ભોગવતા હશે. " દેવી ! પહેલાં પણ આપનો મેલાપ થયેલો, ત્યારથીજ અંતઃકરણમાં આપનો વૃતાંત્ત સાંભળવા માટેની સ્વાભાવિક પ્રેરણા થયા કરતી હતી. આપની પરમાર્થ બુદ્ધિ અને તરુણાવસ્થામાં ધારણ કરેલાં ભગવાં વસ્ત્રોએ મારા મનનું આકર્ષણ કરી લીધું છે. અને ઘણા દિવસની પ્રેરણા આજે હું આપને નિવેદન કરું છું. દેવી ! આપ ક્યાંથી પધાર્યા છો આપનો દેશ કયો ? અને આપને શા માટે આટલી નાની વયમાં આ વિરક્ત વૃત્તિનો સ્વિકાર કરેલો છે, તે કૃપા કરીને જણાવશો ? આપનો વૃત્તાંત જાણવાથી મને અવશ્ય કાંઈ પણ લાભ થશે; માટે મને એ જાણવાની ઉત્કંઠા થઇ આવી છે. તે કૃપા કરીને જણાવશો ? "

મહારાજનું કરુણાજનક ભાષણ સાંભળતાંજ, સંન્યાસિનીનું હૃદય ભરાઇ આવ્યું. તેના મનમાં એકાએક પ્રેમાંકુરનો ઉદ્દભવ થયો. છતાં પોતાના હૃદયને કાબુમાં રાખી કહેવા લાગી. " મહારાજ ! હું સંન્યાસિની છું; સર્વને સન્માર્ગ બતાવવો એ મારું કર્ત્તવ્ય છે. દરેકને બોધ આપવો એમાંજ ત્યાગીની મહત્તા છે. મારો વૃત્તાંત સાંભળવાથી તમારું શું સાર્થક થવાનું છે ? ઉલટું દુઃખ ઉત્પન્ન થશે. માટે મહારાજ મહાન પ્રભુનું ભજન કરો કે જેથી કલ્યાણ થાય. " આપ બજારમાં ભજન કરતા હતા તે વખતે હું પણ ત્યાં આગળજ હતી.

બરાબર છે પણ, એટલું કહેતાંજ કપટશંકર અટકયો તેનાથી બીલકુલ આગળ બોલી શકાયું નહિં.

" મહારાજ ! કેમ અટકો છો તમારે શું પૃછવાની ઇચ્છા છે ?

દેવી ! આપને તરૂણ વયમાં જોગ લેવાનું શું કારણ હશે ? અને સંસાર ઉપર શાથી અણગમો થયો હશે, તે મારાથી કળી શકાતું નથી.

કંઇ નહિં, તે બાબત હાલમાં કહેવાની જરૂર નથી. વખત આવે સૌ એની મેળે સમજાશે. પરંતુ આપે યુવાવસ્થામાં સંસારનો ત્યાગ કરી શા સારૂ ભેખ ધારણ કર્યો છે. આપે સંસારના અનેકા-અનેક સુખોનો ત્યાગ કરી અહાલેક જગાવી ઘરોઘર ભીખ માંગવું એ તમને શોભે તેમ નથી.

દેવી ! આ અસાર સંસારમાં ક્ષણ ભંગુર દેહનો ભરોસો રાખી શકાતો નથી. મરણનો ભય પ્રાણી માત્રને છે. એમ જાણે છે. છતાં દુનીયાના મોહ પાસમાં વળગી રહેવાનું શું કારણ ? મહાસાગર રૂપી દુનીયામાં અનેક મનુષ્યો ગોથાં ખાયા કરે છે. જવલેજ કોઇક તરીને સામે પાર ઉતરી શકે છે. પ્રભુની અકળકળાનો કોઈ પાર પામ્યું નથી અને પામશે પણ નહિં. એમ કહેતાંજ બીજી બાજુએ શોર બકોર થવા લાગ્યો. દરેકનું ધ્યાન તે બાજુ ખેંચાયું, બધા જ્યાંથી અવાજ આવ્યો તે બાજુ ચાલતાં થયાં. જોગણ દશ બાર સ્ત્રીઓને જોઇ આશ્ચર્ય ચકિત થઇ બોલી ઉઠી. " આતો સ્ત્રીઓનું સંગ્રહસ્થાન." કહેતાંજ એક સ્ત્રી બેભાન થઇ પડી હતી તેની પાસે જઇ તેણે શુદ્ધિમાં લાવવાને ઉપાય કરવા લાગ્યા.

## પ્રકરણ ૨૩ મું.

### હેં ! શું ગયા ?

લલિતા કેટલોક વખત ગયા બાદ શુદ્ધિમાં આવી, પોતાને નિરાધાર સ્થિતિમાં પડેલી જોઇ પશ્ચાત્તાપ કરતી હતી. એટલામાં ટન્ ટન્ ટન્ ચારના ટકોરા થયાં સાવધ થઇ જોયું તો પોતે મકાનની બહારના ચોકમાં પડેલી છે. દરવાજો બંધ કરેલો હતો. દરવાજો લોખંડના સળીઆનો હોવાથી અંદરની બાજુએ કોણ છે તે સ્પષ્ટ દેખાતું હતું. લલિતાએ રામાને જોતાંજ બૂમ મારી પણ સાંભળે કોણ ? સૌને શેઠનો દર હતો. એટલે રામાએ જવાબ આપ્યો નહિં. આથી લલિતા વધારે ગભરાઇ અને બોલી ઊઠી.

" ઓહ પ્રભૂ! આ શી દશા. " કહેતાંજ જમીન સાથે પછડાઇ. તુરતજ રામાએ દરવાજો ખોલી જોયું તો લલિતાના માથામાંથી લોહી નીકળતું હતું જે જોઇ રામાને દયા આવી, તેણે બાજુમાંથી પાણીનો લોટો લાવી લોહી નિકળતું હતું ત્યાં આગળ ધોઇ નાંખ્યું. લલિતા શુદ્ધિમાં આવવા લાગી, તેમ તેમ તે નાજુક બાળાની ચક્ષુઓ કમળની પાંખડીની માફક ખુલવા લાગી. લલિતા શુદ્ધિમાં આવતાંજ ઝબકી એકદમ ઉભી થઇ પુનઃ ક્રોધાવેશમાં બોલી ઊઠી.

અહાહા ! શું અભિમાન ! કાકાની બુદ્ધિ ધનવાનને જોઇને કેટલી બધી ભ્રમિત થઇ ગઇ છે. અરેરે પ્રભૂ ! એમને આ નિર્દોષ બાલિકા પર બિલકુલ દયા નહિ હોય, આમ વજ્ર જેવા શા સારૂં પ્રહાર કરતા હશે શું એમનામાં જરા પણ દયાનું બિંદુ નથી. દયાહિન કાકા તમારી પુત્રી તુલ્ય ભત્રીજીની બુરી દશા કરવા ધારો છો. " કાકા ! આમ શા માટે કરો છો. આમ કરવાથી તો.

આપણી પ્રતિષ્ઠા ઘટશે, આથી મારી જીંદગી એકાદ બે દિવસમાંજ ખતમ થશે, અને તેનું મૂળ કારણ આપણા કરવા ધારેલા વિવાહની મોકાણ છે." એમ બોલતાંજ લલિતાની આંખોમાં પાણી ભરાઇ આવ્યા જેવું થયું. થોડીવાર સુધી તો તે શાન્ત ચિત્તે બેસી રહી. પણ અંતે તે પાછી બડબડવા લાગી. "એ માત્ર લોભનુંજ પરિણામ છે, અત્યાર સુધી તો જેમ તેમ ગાલે તમાચો, મારી, મેં તેમનું માન સાચવ્યું છે, પણ હવે પછી શું થશે." એવા ઉદ્દગારો કાઢી લલિતાએ માથે હાથ દઇ નિઃશ્વાસ નાંખ્યો.

"જયાં ઇશ્વરને ભુલી, ધર્મને ભુલી, નીતિને ડૂબાવી, ગમે તેમ વર્તવામાં સામાની ઇચ્છા વિરુદ્ધ કરવાથી અવશ્ય માઠું પરિણામ આવે છે. રે કાકા ! ધર્મે જય ને પાપે ક્ષયજ ! રે ક્ષયજ !" આપણે કાકા ભત્રીજી જે હાલહવાલ ભોગવીએ છીએ, તે આપણી પોતાની મૂર્ખતાનુંજ પરિણામ છે. વિવાહ કરવો એ મોટો વિચાર થઇ પડયો છે. આટલું છતાં પણ જે કાર્ય હાથ પર લીધું છે, તે મૂકી શકાતું નથી અને તેથી દિન પ્રતિદિન વધારે ને વધારે ક્લેશ ઉત્પન્ન થાય છે. 'આતો સાપે છછુંદર ગળ્યું, ગળે તો મરે અને મૂકે તો આંધળો થાય,' એવી સ્થિતિ થઇ પડી છે.

રામો આ બધુ શાંન્ત ચિત્તે સાંભળ્યા કરતો હતો. તેને ઘણીએ દયા તો આવે પણ લાચાર શેઠના હુકમને તાબે થયા વગર છૂટકો ન હતો. છતાં દયામણા શબ્દે બોલ્યો. બ્હેન લલિતા આમ કલ્પાંત શું કરવા કરે છે, શેઠનો ગુસ્સો ઘડી પછી શાંન્ત પડશે એટલે પાછો તેમને પસ્તાવો થશે. અને તુરત તમને બોલાવશે.

કાકાનું નામ સાંભળતાંજ લલિતાના નેત્રોમાં કોપનો આવિર્ભાવ દેખાવા લાગ્યો. લલિતાના કોપનો પ્રભાવ રામાના હૃદયમાં એટલો બધો પડી ગયો કે, તેનાથી કશું પણ બોલી શકાયુંજ નહિ.

લલિતા પણ થોડીવાર ચૂપજ થઇ ગઇ. રામો લલિતાના મૂખ સામું ધ્યાન પૂર્વક જોવા લાગ્યો. તે એક ડગલું પણ ખસી શક્યો નહિ. અંતે તે જેમ તેમ હિંમત ભેગી કરીને પોતાના માલીકને નમન કરતો હોય તેમ પોતાનું મસ્તક નીચું નમાવી ચુપ-ચૂપ ચાલતો થયો.

રાત્રી પડી ગઇ, પણ થોડીવારમાંજ નભમંડળમાં ચંન્દ્રનો ઉદય થતાંની સાથે અંધકારનો પ્રાતકાર થઇ ગયો. સ્વચ્છ આકાશ એકા-એક વાદળાંથી ઘેરાઇ જાય છે તેવીજ રીતે લલિતાનું મન અનેક પ્રકારના તર્કવિતર્કમાં ઘેરાઇ ગયું હતું. કાકાના કાઢી મૂકવાથી તેના મનમાં એક પ્રકારનું વિચિત્ર પરિણામ ઉપજાવી દીધું હતું. પરંતુ લલિતાની દ્રષ્ટિ તો પોતાના પ્રિયતમ ચંદ્રમાંજ હતી. અને તેથી દિન-રાત તેની સાથે વિવાહ સબંધથી જોડાઇને પોતાના સ્રી શરીરની સાર્થકતા કરવા માટેની તે ઝંખના કર્યા કરતી હતી. પુનઃ વિવાહ માટે વારંવાર કાકા સાથે વાદવિવાદ થતો હતો; પરંતુ તે પોતાના વિચારમાં અંત પર્યન્ત દ્રઢજ રહેતી.

કાકા તમારૂંજ ધાર્યું થશે. શું તમારા મિત્રના પુત્ર સાથે મારાં લગ્ન કરશો. નહિં નહિં, તે કદી નહિજ બને. મારા ભવિષ્યનો થનાર ભરથાર ચંદ્ર તેજ મારો સ્વામી—તરતજ પાછળથી એકદમ તેની આંખો દાબી, એકાએક આમ કોઇએ આંખો દાબવાથી તેના આખા શરીરે ધ્રુજારી આવી; તેનું માથું ફરવા માંડયું; તે એકદમ તરછોડી થોડે દૂર જઇ ઉભી રહી. તેનું અંગ થરથર ધ્રુજતું હતું, હજી સુધી તેની આંખમાંથી આંસુની ધારા વહેતી હતી, આ બધુ ચંદ્ર દિઙ્મૂઢ બની જોયા કરતો હતો. આખરે ચંદ્રશંકર બોલ્યો, " કોણ ? લલિતા ! "

લલિતાએ ઉંચું જોયું; ચંદ્રશંકરને જોતાંજ તેની આંખમાં પ્રેમનું તેજ સ્ફુર્યું, તે બોલવા ગઇ; અચાનક તેના હાથ લાંબા થઇ ગયા; તે પડી. ચંદ્રશંકરે તેને ઉચકી લીધી; અને જરા શાન્તિથી પુછ્યું; ' શું છે ? ' એકદમ તેને વિચાર આવ્યો, ચંદ્રશંકરને પોતાની સામે ઉભેલો જોઈ. બીક ગઇ, આશ્ચર્ય પામી. હિંમતથી બોલી; " અત્યારે અહિંયાં ક્યાંથી આવ્યા ? "

પાછલે દરવાજેથી.

" કેમ તમને બીક લાગે છે કે, આમ ડરતાં ડરતાં જવાબ દો છો ? "

" ના ના, ડર શાનો ? ચંદ્ર ઘણો ચાલાક છે. કાંઇ પણ તારે કહેવું છે. શું કહેવું છે ? કહી નાંખ. "

કાકા પર બહુ વિશ્વાસ રાખવા જેવું નથી. " લલિતાએ પોતાનો ડર બતાવ્યો. ' શું કરશે ? '

" આજે મારાં લગ્ન રાજનગર કરવા સંતલસ થઇ છે. " ચિન્તાતુર મોંઢે લલિતા બોલી.

ત્યારે ક્યારની તે કહેતી કેમ નથી ? શું કરવાના છે ? કર્યાં તો નથી ને ? " ચંદ્રશંકરે અધીરાઇથી કહ્યું.

' ના, હજુ કર્યાં નથી. '

' ત્યારે તું ડરે છે શું કરવા. '

" ત્યારે તમે તે હાથ પર લ્યો. " લલિતાએ કહ્યું.

" હા, પણ એ કેમ બને ? " ચંદ્રશંકરે પૂછ્યું.

હાય ! મારા પિતા તુલ્ય કાકા, જે મને પળ પણ દૂર ન કરે, તે મને ધક્કો મારી, મને રડતી મૂકી ચાલ્યા ગયા. ' એ મારૂ દુર્ભાગ્ય ? '

"આ કલ્પાંતનું શું કામ ? જરા ધીરજ રાખ," આશ્વાસન આપતો હોય, તેમ ચંદ્રશંકર બોલ્યો.

"ધીરજ ! ધીરજ ! જરા કહેતાં શરમ આવે છે ?" ધ્રજતે અવાજે લલિતાએ કહ્યું.

"પ્રિયે ! તું જરા શાન્તિ રાખ, જો, તારા કાકા ગુસ્સે થયા છે, છતાં તારી કાકી તારી તરફેણમાં છે, એ તારૂ સદ્‌ભાગ્ય બતાવી આપે છે." "મારૂ સદ્‌ભાગ્ય કેમ કરીને ?" મારૂ રક્ષણ કરો ! એમ કહી લલિતાએ ચંદ્રશંકરના બંને હાથ પ્રેમપુર્વક ઝાલી લીધા. ગદ્‌ગદ કંઠે થઇ ગઇ, આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. તેનાથી બોલી શકાયું નહિ. તે મનમાં પુનઃ વિચારવા લાગી કે, જો ચંદ્રના અંતઃકરણના વિચાર જાણી શકાય તો કેવું સારૂં ! થોડી વાર પછી આશ્ચર્યચકિત સ્વરે લલિતા બોલી. "અત્યારે આવા વખતે ધીરજ રાખવી એ બનેજ કેમ ? કાકાની વાત કબુલ કરવા હું રાજી નથી. કાકા બળાત્કારે મારૂ લગ્ન રાજનગર કરવા ધારે છે. હું જાણું છું કે, આપ જો મારા પર ઉપકાર કરશો તો, આપના પ્રયત્નના પ્રભાવથી હું છુટવા પામીશ. આપ જો અત્યારે મને ન મળ્યા હોત તો મારૂ જીવન ટકવું એ પણ શંકાસ્પદ હતું. આપ મારા જાન પરની આફત બચાવવા આવ્યા હો, એટલુંજ નહિ, પણ મારૂ જીવન ટકી રહ્યું છે. તે આપને લીધેજ. પ્રિય ચંદ્ર, આપનો ઉપકાર કદિ વિસરાય તેમ નથી. હું આપની સાથે લગ્ન કરવા ખુશી છું. અને આપે પણ તે કબુલ કરવું પડશે."

"તો શું તું મારી સાથે લગ્ન કરવા તયાર છે ?" એટલું બોલતાં ચંદ્રશંકરના આનંદની છટા ચહેરાપર ચમકવા લાગી. તરતજ વરમાળની માફક લલિતા તેના ગળે વિટલાઇ પડી, પોતાનું

માથું તેની છાતીપર રાખ્યું. ચંદ્રશંકર આશ્ચર્યમગ્ન મુદ્રાએ તેના સામુ જોઈ રહ્યો. અને સેજ નીચા નમી ચૂમી લીધી. લલિતા પત્થરના પૂતળાની માફક ઉભી રહી, અને બોલી.

" ચંદ્ર ! હું ફાવી. "

" તું ફાવી ! શામાં ! ફાવવાનું શું ? "

" આપણો પ્રેમ ! શા માટે મારુ હૃદય આપના હૃદયને ભેટવા ઉછાળા મારે છે ? હું પૂર્વે કેવી હતી, અત્યારે કેવી થઇ ગઇ છું! આપના પ્રેમની ખાતર મેં કાકાની મર્યાદાને તિલાંજલી આપી, હું આપને દોષ દેતી નથી, એ દોષ મારા પોતાના હૃદયનો છે. "

" તું તે મેળવી શકે તેમ છે ? "

" જો હું ચાહું તો મેળવી શકુ ખરી. "

" શી રીતે ?" ચંદ્રશંકરે પુછ્યું.

" શી રીતે ? તેનું જીગર ચીરીનેસ્તો. "

" તું તે મેળવશે ? " ચંદ્રશંકર બોલ્યો.

" જી, હા. "

" તો એ તદ્દન ખોટી વાત છે. તું મારા માટે જેટલી ઉત્સુક છે, તેટટલોજ હું તારે માટે ઉત્સુક છું. પણ અત્યારે હવે અહીં થોભવું એ તારા અને મારા હિતને માટે સારૂ નથી, અને જો મારું ચાલશે તો થોડા સમયમાં તારી આશા પૂર્ણ કરીશ. "

લલિતા ચૂપ રહી. તે મનમાં પુનઃ વિચારવા લાગી, પળભર તેના સામુ જોઇ રહી, અને બોલી· " મને માત્ર એકજ આશા હતી, અને તે એ કે આપને મેળવવા તે બર આણવાને માટે મારું ગમે તે થયું હોય, તેથી શું ? મને હવે કોઇની દરકાર છે ? હું ફક્ત આપના દિદારને ઝાંખતી હતી, મને કેવળ આપના પ્રેમની આકાંક્ષા હતી. "

" અહા ! તારા પ્રેમને માટે મારે શું શું કરવું પડયું હશે ? મેં કોઇ પ્રકારે તને મારી કરવા નિશ્ચય કર્યો હતો, અને તેમ કરવા શક્તિમાન્ થયો છું. લોક સમક્ષ તો તારા લગ્ન રાજનગરના એક ધનાઢયના પુત્ર સાથે થનાર છે, એમ કોઇથી ના કહેવાય એમ નથી. ભલે, અત્યારે ગમે તેમ વાતો ચાલતી હોય પણ યાદ રાખજે કે, એક અઠવાડીયામાં તું મારી થઇશ, જો લલિતા !" તેણે મંદ સ્વરે કહ્યું. ખરી વાત તો એ છે કે, તું મને અત્યારે રજા આપ.

" રજા આપવી હોત તો આટલી રકઝક શા માટે કરત ? ખરી વાત તો એ છે કે, કદી મારી જુબાનથી તો જાવ નહિં કહું ? કદી નહિં."

" તો તું મને અહીં રાખી શું કરીશ ?" ચંદ્રશંકર સમજાવતો હોય એમ બોલ્યો.

અત્યારે તેનો આનંદ છાતીમાં સમાતો ન હતો. તે ખુશમિજાજમાં હતી, લલિતાએ જે મુરાદ બર આણવાની ઉમેદ હતી. તે પણ પૂર્ણ થશે એમ તેને ભાસતું હતું. તેની મુખમુદ્રા પર આનંદની લહરી જણાતી હતી, તે પોતાને અતુલ ભાગ્યશાળી લેખતી હતી, અને મનમાં કંઇ તર્ક વિતર્ક કરતી હતી.

લલિતા હું તને ફરીથી અરજ કરું છું, કે તું મને રજા આપ. તે તો પ્રભુ જાણે કે કેવા સાચા દિલથી હું તને ચહાઉં છું. જે દિવસથી તું નજરે પડી, તે દિવસથી તેં મારા હૃદયમંદિરમાં વાસ કર્યો છે.

તકદીર એ તકદીર છે. તે કોઇનાથી ફેરવ્યું ફરી શકે તેમ નથી. ખયર તે ગમે તેમ હો પણ આપે જે મારા માટે પરિશ્રમ લીધો છે. તેને માટે હું આપની સદાને માટે ઋણી છું. આપના ગુણ મેં સાંભળ્યા છે. જેને માટે મને અભિમાન છે.

લલિતા હું અહીંની થોડી વાતથી માહીતગાર છું. તને કોના તરફની હરકત છે, તે પણ મને ખબર છે. તારા કાકાને આડે આવતા કેમ દૂર કરવા, એ હું સારી રીતે સમજું છું. અને તેનાજ વિચારમાં છું. માટે જલ્દી રજા આપ.

હું નથી ધારતી કે .તેઓ કોઇ પણ પ્રકારે માને. જો તેમને ખબર પડશે. તો ઉલટું નુકશાન થશે. લલિતાએ કહ્યું.

તારી મરજી નથી તો પછી હું તે વાત તેમને કહેવા માંગતો નથી, પણ જો હું અહીં આવ્યો છું, એમ ખબર પડે તો જરૂર આપણને નુકશાન થવાનો સંભવ છે.

ચંદ્રશંકરનું આવું કથન સાંભળતાંની વાર લલિતાના મગજમાં એક વિચાર વિજળીની ત્વરાથી સ્ફુરી આવ્યો. અને ભાગેલા અવાજે બોલી. ' જાવ, ' કહેતાંજ ચંદ્રશંકર પાછલે દરવાજેથી એકદમ ગુપચૂપ ચાલ્યો ગયો.

લલિતાના મનમાં ચંદ્રશંકરનો વિચાર આવ્યો; તેનું દિલ તેને ખાવા લાગ્યું. તેના અંતઃકરણમાં વૃશ્ચિકવેદના થવા લાગી. ' મેં શું કર્યું ?' રજા કેમ આપી; તેણે 'ચંદ્રશંકર' કરીને બૂમ મારી, તે સ્તબ્ધ પૂતળાની માફક બે બાકળી ફાટી આંખે ટગર ટગર જોઇ રહી, અને આશ્ચર્યચકિત સ્વરે બોલી. " હેં શું ગયા ? " કહેતાની સાથે મગનલાલ ધનલક્ષ્મીને તેડીને તેની નજીક આવ્યા. લલિતાના કાઢેલા ઉદ્દગારો મગનલાલે સાંભળેલા હોવાથી, " લલિતા કોણે બૂમ મારે છે, કોણ ગયું. " શરમાતાં શરમાતાં ' કોઇ નહિં. ' ઉત્તર મળતાં ધનલક્ષ્મી લલિતાનો હાથ ઝાલી ઘરમાં લઇ ગઇ.

## પ્રકરણ ૨૪ મું.

### વિચાર નક્કી કર્યો.

મોહીની જમીનપર એકદમ પડી. આંખો બંધ કરી દીધી, અને શ્વાસોચ્છ્વાસ લેવા લાગી. ફકીર જેમ એક ઝેરી નાગણથી ડરે તેમ ડરી દૂર જઈ ઉભો. કપટશંકરે જ્યારથી ભગવાં વસ્ત્ર ધારણ કર્યાં ત્યારથી આ ફાની દુનીયાની મોહ જાળ છોડી છે. તે દૂર ઉભો ઉભો નંદશંકર શું કરે છે, તે જોતો હતો. આ બધુ જોગણ દૂર જઈ જોવા લાગી, જોગણે શ્વેત વસ્ત્રો ધારણ કર્યાં હતાં; માથાના કેશ છૂટા હતા. તેણે મોહીનીને જોતાંજ ઉંચી નજર કરી; તેની પાસે કોણ છે, એ જોઈ લેવા દ્રષ્ટિ ચારેમેર ફેરવી લીધી. તેણી બાજુમાં એક પચીસ વર્ષનો સાદો પોષાક ધારણ કરેલો માણસ બેઠો હતો. બેસનારનો ગૌર ચહેરો, વિશાળ લલાટ, આંખ ઝીણી અને પાણીદાર હતી. આ માણસને આજ્ઞા કરવા કરતાં આજ્ઞા ઉઠાવવાની વધારે ટેવ હોવી જોઇએ. તેના લલાટ પરથી તે કોઇ દૃઢ વિચારનો માણસ હોવો જોઈએ. તેના શરીરનો બાંધો મજબુત અને તેના અંગ કસાયલાં ભાસતાં હતાં. આ મનુષ્યને જોતાજ સામાના મનમાં ખાત્રી થતી કે, આ માણસ દોસ્તીના હકમાં પ્રાણની પરવા કરે તેવો નથી. પરંતુ જો દુશ્મન થયો તો જાન લેતાં પણ નહિ છોડે. છતાં તેની દૃષ્ટિ મોહીની પર પડી તે વખતથી તેના અંગમાં એની વિલક્ષણ મોહકતા પ્રસરી હતી. દુનીયાના કેટલાક મનુષ્યો મોહીનીના સૌંદર્યમાં દિવાના થયા હતા ?

તેના શરીરના એકેએક અવયવ એટલાં તો ખુબસુરત હતાં કે, તેનું એકંદર સ્વરૂપ એવું હતુ કે, તેનું વય કળવું મુશ્કેલ હતું.

તેનો ચહેરો ખુબસુરત અને સામાને આંજી નાંખે તેવો હતો. તેની મુખમુદ્રાપરથી તે બુદ્ધિસંપન્ન, ખટપટમાં સંપુર્ણ રમી રહેલ હોય એમ ભાસતું હતું. તેને શરીરપર ગુલાબી ઓઢણું અને લીલા રંગની ચોળી ધારણ કર્યાં હતાં; તે તેની મોહકતામાં વધારો આપતા હતા. બાજુમાં બેઠલા નંદને જોતાંજ તેનાં મોં પર શરમના શેરડા પડયા, તે પરથી એમ સમજાતું કે, બેસનાર મનુષ્યની સાથે તેને પરિચય હોવો જોઇએ.

નંદશંકર તેની પાસે બેઠો બેઠો પવન નાંખતો જણાય છે. નંદ શા ધંદમાં બેઠો છે, તે તો પ્રભુ જાણે, મોહીની ખરેખર બેભાન નથી. પણ ઢોંગ કરી પડી હતી. તેની અર્ધ ઉધાડી આંખો જોતાં મોહીની મરણ પથારીએ પડી હોય એમ જણાતું હતું. નંદશંકર વારંવાર તેના કપાળ પર હાથ ફેરવતો હતો, તેના હસ્તનો સ્પર્શ થતાંજ મોહીનીને શરીરે કંમકંમા આવ્યાં; મુખાર્વીંદપર લાલી આવી. તેની આંખો ખુલી ગઇ. તેની એકદમ પોતાનું માથું નંદના ખોળામાં મુકી સુઇ ગઇ. મોહીનીએ પોતાની જાળ પાથરવા માંડી, જેમ અગ્નિના સ્પર્શથી ધૃત પીગળે તેમ નંદનું મન પીગળ્યું. નંદનું મન કાબુમાં રહી શક્યું નહિં. તેનું મન ભ્રમિત થયું. નંદના મનમાં અનેક પ્રેમતરંગો ઉછાળા મારતા હતા. મોહીનીનું મુખાર્વીંદ પુર્ણીમાના ચંદ્ર જેવું ભાસે છે. તેનું મુખ દર્શન કરતો બોલ્યો. શું તેનું સૌંદર્યવદન, શી એની ચપળતા, અહા! એની લાવણ્યતાએ તો મારા મસ્તકને ધમધમાવી મુકયું છે! પ્રિયે! મને કૃતાર્થ કર! હું વિર્હાગ્નિમાં બળું છું. એમ કહી ઉન્મત્તની પેઠે ઉભો થયો. કે તરતજ મોહીનીનું માંથું પૃથ્વી ઉપર પડયું. તેનો પ્રતિધ્વનિ તે ઓરડામાં થયો.

'આ શું ?' અહીં કોણ પડયું હશે ? તેઓએ આસપાસ

દૃષ્ટિ ફેરવી; મોહીનીને પડેલી જોઇ, એક, બે, ત્રણ, એમ એક પછી એક બધી સ્ત્રીઓનું મંડળ ત્યાં ધસી આવ્યું. નંદ આવી પ્હોંચેલા સ્ત્રીઓના મંડળને જોઈ ગભરાઇ, શરમીંદા જેવો દૂર જઇ ઉભો. મોહીની આ બધું જોઇ આભીજ બની ગઇ. સ્તબ્ધ થઈ ગઇ, પાષાણના પૂતળાની માફક તેનાથી હળાયું નહિં, કે ચલાયું નહિં. નંદને ઉદ્વિગ્ન ચહેરે પોતાની સામુ જોતા જોઇ, મોહીની બોલી.

' કોણ, નંદ ? '

" કદાચિત્ હોય પણ ખરો ! " નંદે શાંતિથી ઉત્તર આપ્યો.

આ વખતે અહીંઆ ક્યાંથી. મોહીનીએ પૂછ્યું.

નંદશંકર દૃષ્ટિ સ્થિર થઇ ગયો. અને તેને તાકી તાકીને જોવા લાગ્યો. અન્તે ધ્રૂજતાં ધ્રૂજતાં તેના મોઢામાંથી ઉદ્દગાર નિકળી ગયો કે;—

" કોણ મોહીની ! "

" તમારા હૃદયને પૂછી જુઓ ! " મોહીનીએ કહ્યું.

" મારું હૃદય કાંઇ પણ નથી કહેતું; " નંદશંકરે ગંભીરતાથી જવાબ આપ્યો.

" ત્યારે તમારું હૃદય નષ્ટ થઇ ગયું હશે ! " મોહીની બોલી.

" એટલે ! નંદે ખડખડાટ હસી પડી ! " આશ્ચર્ય દર્શાવ્યું.

" જો તમારામાં હૃદય હોત, તો મને તથા કપટને કશા વિના ગુપચુપ નદીના કિનારા આગળ, વડ નીચે સુતા મેલી ન્હાસી ગયા ન હોત.

એથી સ્પષ્ટ જણાઈ આવે છે કે, તમે હૃદય શૂન્ય છો ? " મોહી-નીએ કાંઇ મર્મમાં એ સવાલ પૂછયો.

" ઉગતા ઝેરી ઝાડ અને થતા દુશ્મનનો ખબર પડતાંજ નાશ

કરવો. એ દરેક મનુષ્યનું કર્તવ્યજ છે, કે, પોતાનું રક્ષણ કરે એ કૃત્ય માટે હું દોષીત ઠરી શકતો નથી; પરંતુ મારા પર આક્ષેપ મુકવા, એ તારું કર્તવ્ય નથી. તારા અને કપટના પરસ્પરના વિચારો યાદ કર, એ દુર્ગુણો જ તને દૃષ્ટિગોચર થશે. ગતવાત આપણાથી ભુલાય તેમ નથી; એનાં કડવાં ફૂળો આપણેજ ચાખવા પડે છે ? ” નંદે ગંભીરતાથી કહ્યું.

તમારામાં કેટલીક ધિક્કારદર્શક ભાવની દૃઢતા થઇ ગયેલી છે, તેવા નઠારા ભાવો એક બીજા માટે ઉત્પન્ન ન થાય, એટલા માટે તે ઉત્પાદક કારણોને કાઢી નાખવાનો પ્રયત્ન કરવો. અત્યારે ઉભય પક્ષને એક બીજાની સરખીજ અગત્ય છે, તો “ गतं न शोचामि ” એ તત્વનું જ અવલંબન કરી આપણા મનમાં જે વ્હેમ ઠસી ગયો છે. તે વ્હેમને દૂર કરીને, પક્કા પ્રેમી બની જવું જોઇએ. મોહીનીના–મુખમાંથી આ છેલ્લા વાક્યનો ઉચ્ચાર થતાંજ નંદનું અંતઃકરણ હર્ષથી ઉભરાઇ જવા લાગ્યું, નંદ હર્ષથી ઉભરાઇ ગયેલો કાંઇક શાંત પડ્યો. એટલે તરતજ મોહીનીએ બોલવા માડ્યું અને કહ્યું કે;—આપના મનની ભાવનાને અચળતા અને દૃઢતાથી પાલન કરજો. એથી આપણી સર્વ આશાઓ સફળ થશે.

મારું હૃદય એના તરફ આટલું બધું કેમ આકર્ષાય છે ? અહા ! એની શાંત મુદ્રાનું દર્શન, અને એનું મધુર ભાષણ સાંભળતાંજ, મારા મનની સ્થિતી શા માટે બદલાઇ જાય છે ? નંદનું હૃદય ભરાઇ આવ્યું. તેના મનમાં એકાએક પ્રેમાંકુરનો ઉદ્ભવ થયો. છતાં તે કપટશંકરના વિચારોમાંજ નિમગ્ન રહ્યા કરતો હતો. તે કહેવા લાગ્યો કે, મોહીની તું કપટશંકરનો ભેટો થાય તો કેમ જાણ્યું કે તું મારો ત્યાગ ન કરે;

" શું આપને ખબર નથી કે એને મારી કેવી દુર્દશા કરી છે? છટ, આ મોહીની એવી ભોળી નથી કે, ફરીથી લપટાઇ જાય. તમે એમજ ધારજો કે, જો કપટ મારા પંજામાં ફસાય તો એનું એવું પરિણામ આવે કે, એની ખાનાખરાબી કરી નાખું." આ સાંભળતાંજ નંદ નિસ્તબ્ધ થઇ ઉભો રહ્યો. શું કરવું તે તે નક્કી કરી શકયો નહિ. એક તરફ મોહીનીની મોહબત, અને બીજી તરફ કપટશંકરનો વિચાર આવતાંની વાર તેના મનમાં એક પ્રકારની ધાસ્તિ પેદા થઇ. જો કપટ તેના હાથમાં ગયો તો સત્યાનાશની પાટી. તે જોતાં વિશ્વાસ રાખવા જેવું છે જ નહિ. પણ આ આફતમાંથી નીકળી જવું તેજ સારૂં છે. મોહીની સમજી ગઇ કે શું તેના મનમાં મારા પ્રત્યે અવિશ્વાસ પેદા થયો હશે ? એમ તર્ક વિતર્ક કરતી બોલી.

નંદ ! આવો ગાંડો કયારનો થયો. હું ઇશ્વર પ્રતિજ્ઞાથી કહું છું કે હું તમારી સાથે બિલકુલ ભિન્નભાવ નહિ રાખું. તમે જાણો છો કે મારે છુટા થયા પછી કોઇ પણ સ્થળ એવું નથી કે, જ્યાં હું સુખે રહી શકું. મને નિરાધાર કરશો નહિં. હવે તો તમે ત્યાં હું—કહી મોહીનીએ સ્ત્રી ચરિત્રનો આરંભ કર્યો અને રડી પડી, આથી નંદને દયા આવી અને પુનઃ બોલી ઉઠયો.

મને તારો ભરૂસો છે કે તું મારાથી દગો નહિ કરે, પણ તું મારી સાથે ખઇશ શું તેણી મુઝવણમાં છું.

ઓહો! તેમાં આટલા બધા ગભરાઇ કેમ જાઓ છો. તેની સગવડ હું જાતે કરીશ પછી કંઇ છે.

ત્યારે પછી સંતાપ શો ! આ પ્રમાણે બન્નેનો વાર્તાલાપ ચાલી રહ્યો છે. એવામાં કોઇ આવતું હોય એવો પગરવ થવાથી

મોહીની યુક્તિથી સુધ ગઇ, અને નંદ તેજ સ્થિતિમાં ઉભો રહ્યો. આથી ફકીર તેમનો પ્રપંચ કંઇ સમજી શકયો નહિ. અને આગળ આવી ગંભીરતાથી બોલ્યો.

કેમ ભાઇ આમ બેસી રહ્યા છો. કંઇ કંટાળો નથી આવતો કે શું ? ફકીરે કહ્યું. કે, તરતજ એક સ્ત્રી બોલી. "**એમાં શાંનો આવે કંટાળો હમણાં વળશે મોટો ગોટાળો.**" સ્ત્રીનું આવું સંભાષણ થતાંજ ફકીર તેણી શાંન્ત મુદ્રા તરફ ટગર ટગર જોવા લાગ્યો. પણ તેના બોલવાનો મર્મ ફકીર લેશ માત્ર સમજી શકયો નહિં. તેથી પોતાની દૃષ્ટિ નંદ તરફ ફેરવી બોલ્યો. ભાઇ ચાલો, કહેતાંજ નંદ ફકીરની સાથે ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતાં મોહીની તરફ તિવ્ર દૃષ્ટિ ફેંકી ચાલતો થયો. પણ બોલેલી સ્ત્રીના પર વૈર લેવાની પ્રતિજ્ઞા કરી મોહીની તેના સામે ક્રોધ ભરી દૃષ્ટિ કરી તેજ સ્થિતીમાં પડી રહી.

## પ્રકરણ ૨૫ મું.

### ઓ ! મારા બાપ !

સાંજ પડવા આવી છે. સૂર્યનો તાપ મંદ છે. પક્ષીઓ ચીંચીં કરતા ઝાડમાં ભરાવા લાગ્યા. ખેડુતો પોતાના ઘર તરફ આવતા જણાય છે. તે વખતે અગાસીમાં ધનલક્ષ્મી અને તેની ભત્રીજી લલિતા એ બે જણાં બેઠાં હતાં. હવે ચંદ્રનું અજવાળું દેખાવા માંડયું. ઠંડો પવન વાવા લાગ્યો. જયારથી ધનસુખરામ સાથે પોતાનો વિવાહ થવાની વાત સાંભળી ત્યારથી લલિતાની આશા નષ્ટ ભ્રષ્ટ થઇ. તેના હૃદયના આશાંકુરો બળી ગયા. જીવન વ્યર્થ થઈ પડયું.

પ્રથમ કરતાં પણ હાલ લલિતા વધારે શરમાઇ ગઇ. તેના ચહેરા ઉપર શોકની છાયાં ફરી વળી. તે બોલી ન શકી. તેની વાચા બંધ થઇ ગઇ હોય તેવી તે જણાઇ.

પણ ધનલક્ષ્મી તેના મનને હાલ જાણુતી હતી. તે બોલી, " લલિતા, હું તને ચહાઉ છું તે જાણુતી નથી.

ધીમે સ્વરે લલિતાએ ઉત્તર દિધો. "નહિ, નહિ, તે હું ભૂલી ગઇ નથી. અને કદી ભૂલી જનાર પણ નથી. આપે મારી સગી મા કરતા અધિક કરી દેખાડયું છે. હું પણ તે ભુલીશ નહિ."

ધનલક્ષ્મી તેની તરફ જોઈ રહી તેના મોઢામાંથી એક પણ શબ્દ નીકળી ન શકયો, થોડીવાર સુધી લલિતા પણ કાંઇ ન બોલી. ત્યારે ધનલક્ષ્મી મધુર અવાજે બોલી, " લલિતા તને નારાજ કરવાની મારી ઇચ્છા નથી. પણ આ બાબત વિષે મારાથી કાંઇ પણ થઇ શકશે. નહિ. "

આમ કહી કાકી ભત્રીજી એક બીજાને વળગીને રડવા લાગ્યાં. તેમની આંખમાંથી આંસુની ધારા ચાલી. થોડીવાર સુધી તો કોઇ કાંઇ બોલ્યુ' નહિં. આખરે ધનલક્ષ્મીએ દલગીરી અવાજે તેણે ઉત્તર આપ્યો, " બેટા લલિતા, આ વખતે મારે મારૂ હૃદય વજ્ર જેવું કરવું પડે છે. કારણુ મારાથી તેમની ઉપરાંત કાંઇ થઈ શકશે નહિં. મારે તેમની આજ્ઞા પાળી મારી ફરજ બજાવવી જોઇએ, આ સિવાય બીજો કાંઇ—" પણ તે બોલતી અટકી ગઇ. ધનલક્ષ્મી જાણી જોઇને લલિતા સાથે બાળ ચેષ્ટા કરતી હોય તેવી રીતે તેની મતલબ સમજી જઇને બોલી, " લલિતા, તારે એ વિષે હવે કાંઈ કહેવું છે ? "

કાકી તમારૂ કહેવું વાજબી છે, મારા કાકાની આજ્ઞાનું આપ

પ્રતિપાલન કરો છો જેણે માટે હું આપને ધન્યવાદ આપુ છું. પણ તેને કાંઇ ચેન પડયું નહિ. તેનું મન વિચાર યુક્ત થઇ ગયું હતું. ભયથી આસપાસ જોતી લલિતા બોલી, " કાકી, કાકી, આતો અઘટિત થાય છે. આનુ પરિણામ અતિ ભયંકર આવશે.

જેમ જેમ આવા વિચારો તેના મનમાં આવવા લાગ્યા, તેમ તેમ તે વધારે ગુચવાવા લાગી. થોડીવાર સુધી તેણે ઇશ્વર સ્તુતિ કીધી. ધનલક્ષ્મી આ બધી ચેષ્ટા ધ્યાન પૂર્વક જોતી હતી તે બોલી, " લલિતા હું બધું સમજુ છું. આ કામ સહેલું નથી. તારા કાકા વિરુધ છે, છતાં હું મારા ભાઈ—દુર્ગાશંકરને મદદગાર બનાવી તારા કામમાં ઉત્સાહ પૂર્વક ભાગ લઇશ. બેટા ! હું તને આમ દુઃખી જોઇને દુઃખી થાઉં છું. પણ શું કરૂં તારા કાકા આ વિચારને સંમતિ આપવાના નથી. તું કહે ત્યાં તારો સબંધ મારા ભાઇની મદદથી જોડાવી આપું. આથી લલિતાને નિરાશામાં આશા જણાઇ ધીરજ આવી અને પુનઃ બોલી ઉઠી.

માતુશ્રી આધાર માત્ર પ્રભુનો કે માત્ર આપનોજ છે. આ રંક બાળકીને આપનો આશ્રય હોવાથી જ આ જીવન ટકી રહ્યું છે.

" લલિતા ! મારા દિકરા લલિત, તું દિલની અંદર કંઇ પણ સંકોચ લાવીશ નહિ. તારા દિલની જે કંઇ મુરાદ હોય તે કહી દે."

આપ મારા પૂજ્ય છો. એટલે હું આપને નહિ કહું તો કોને કહીશ. મેં હજી સુધી કોઇને કહ્યું નથી. અને કહેવાનો વિચાર પણ ન હતો. પણ આપ મારા તરફ આટલી બધી સ્નેહમય લાગણી રાખો છો જેથી મારે આપને કહ્યા વગર છૂટકો નથી.

પોતાને કંઇ સંતાન નહોતું તેથી બચપણથી એક માતાનો પુત્રી તરફ પ્રેમ દોડે તેવો પ્રેમ તેના તરફ રાખતી. પણ આ વખતે

લલિતા રડતી હતી. તેની આંખમાંથી આંસુઓ ટપકતાં હતાં. તે જોઇ ધનલક્ષ્મી બોલી, ' મારી વ્હાલી લલિતા ! ' કહેતાંજ બેઉએ એક બીજાને ચાંપીને આલિંગન આપ્યું. થોડીવાર તેજ હાલતમાં રહ્યા પછી ધનલક્ષ્મી બોલી. " લલિતા, લલિતા, વખત કેવો કીમતી છે તે તો તું જાણે છે ! હજી તારા કાકાના શું વિચાર છે તે મારે તને કહેવા છે. "

લલિતા છૂટી પડી અને બોલી, ' શું હજી પણ મારે માટે—બોલો, બોલો, વખત ન લગાડો ! મને વહેમમાં ન રહેવા દો. '

ધનલક્ષ્મીએ ગંભીર સ્વરે કહ્યું, " લલિતા, શાંત થા. હું જેટલું જાણું છું તેટલું તને કહીશ. " તું લગ્ન યોગ્ય થઇ છે. પરંતુ તારે કાકા ભત્રીજી વચ્ચે અગાઉ જે સ્નેહ સંબંધ હતો તે હમણાં નથી. કેટલોક વખત થયાં બન્નેમાં એવો કલેશ વિષાદ પેંઠો છે કે એક બીજાના મન જુદાં થઇ રહ્યાં છે. તારા કાકાનો વિચાર પોતાના અગાઉના એક ધનાઢય મિત્રના પુત્ર સાથે તારા લગ્ન કરવાનો નિશ્ચય કરી, લગ્નની સામગ્રી એકઠી કરવા માંડી છે.

પોતાનાં લગ્ન બીજા સાથે સાંભળી લલિતાના મનમાં અતિ કષ્ટ થયું. લલિતાના હૃદયમાં શોકસાગર ઉછળવા લાગ્યો. લલિતા બુદ્ધિમાન હતિ. પરંતુ તે બીચારી, ચંદ્રને હૃદયમાં સ્થાન આપી ચુકેલી લલિતા ! હૃદયની વેદના શી રીતે સહન કરી શકે, તે બાળક હતી, તેણે ચંદ્રને પ્રેમ વેચ્યો હતો. હૃદય પરાધીન કરી ચુકી હતી, તેણે કદી પણ દુઃખ જોયું નહોતું. આજ તે દુઃખના ડુંગરા તળે દબાઇ છે, તેના હૃદયમાં દુઃખની સીમા નથી. તેના નેત્રમાંથી જળનો વરસાદ વરસવા લાગ્યો.

આ પ્રસંગે નીચેથી એકાએક શબ્દ સંભળાયોઃ—એ શબ્દ

સાંભળી બંને ચમક્યા. લલિતાએ બ્હી જઇને કહ્યું: કાકી ! મ્હારા કાકા મને બોલાવે છે, તે ગુસ્સામાં આવ્યા છે, હવે હું વિદાય થાઉં છું. " કાકી ! મારું હૃદય હું ચંદ્રને અર્પિ ચુકી છું ! સ્મર્ણમાં રાખજો. " એમ કહી એક બે ડગલાં ચાલી પાછી ઉભી રહી રડવા લાગી. ધનલક્ષ્મીના નેત્રમાંથી પણ અશ્રુ પ્રવાહ વહેવા લાગ્યો. દિવાલ પર ટાંગેલા ચિત્રપટ પેઠે હોઠે આંગળી લગાડી, લલિતા તરફ સ્થિર દૃષ્ટિથી જોતી બેસી રહી, જોત જોતામાં લલિતાની રડતી મૂર્તિ અદૃષ્ય થઈ ધનલક્ષ્મી સ્તબ્ધ બની ગઇ, અને પછી તરતજ તેની પાછળ નીચે ચાલી ગઇ.

મગનલાલે, ક્રોધાંકિત મુખમુદ્રાએ પૂછ્યું. કેમ ઉપર બેઠાં બેઠાં કાકી ભત્રીજી શું વિચાર કરતાં હતાં. હું તમારી પ્રપંચી જાળને તોડી નાંખવાને સમર્થ છું. તમારાથી કંઇ થઇ શકવાનું નથી. મગનલાલે બધી વાત સ્પષ્ટ રીતે સાંભળી તેથી ધનલક્ષ્મી પસ્તાવા લાગી.

પ્રાણનાથ, શાંત થાવ આટલા બધા ગુસ્સે થવાનું શું કારણ છે. જે વિધાતાએ ધાર્યું હશે તે થશે. એમાં મનુષ્યથી એક પાંદડું પણ હાલી શકે તેમ નથી. તો એમ વિચાર કરવાથી શું થઇ જવાનું છે. બચ્ચાઓને ધીરજ આપવી એ વડીલોની ફરજ છે. ચતુર ધનલક્ષ્મીએ ચાલાકી વાપરી મગનલાલને શાંત પાડવાની કોશીશ કરવા લાગી. પણ તેની બીલકુલ અસર મગનલાલના મન ઉપર થઇ નહિ. અને ગુસ્સાથી બોલ્યા.

હું જાણું છું, તું પણ વિધાતાની બેન છે. એટલે તારાથી પણ બની શકશે ખરું. દરેકના નશીબની કુંચીઓ તનેજ વિધાતાએ વારસામાં આપી હોય એમ લાગે છે.

ધનલક્ષ્મી દીર્ઘ નિઃશ્વાસ નાંખી બોલીઃ હાય ! કોણ જાણે

તેની શી દશા થશે ? અરેરે ! લલિતા ! તારા શા હાલ થશે ?

લલિતા આવા કરૂણાજનક શબ્દો સાંભળી ભયભીત થઇ રડતાં રડતાં કહ્યું. કાકા ! તમે મારું અત્યાર લગન લાલન પાલન કર્યું છે પરંતુ હવે તમે પોતેજ મારા હાથ પગ બાંધી કુવામાં નાંખો છો ત્યારે હવે હું કોને આશરે જાઉં ?

નાથ ! આ સંસારમાં ધનવાનના પુત્રો અત્યાચારીજ હોય છે. નિર્દોષ સ્ત્રીઓ ઉપર અત્યાચાર કરતા જણાયા છે. તે લોકો પોતાના પૈસાના તેજમાં બીજાને આંજી નાંખે છે. તેઓ મુર્ખ છતાં જ્ઞાનીનો ડોળ ધરાવે છે. દયા, પુન્ય, કે પરોપકારનું લેશ પણ બીંદુ તેમનામાં હોતું નથી, તેઓ કીર્તીવાન, સ્વાર્થી દંભી અને ધન સંગ્રહી હોય છે. લાંબા વખતથી તેને આવુંજ જોયુ હતું તેથી તેણે ધનવાનના પુત્રોપર તિરસ્કાર હતો.

મગનલાલ ઉન્મત્ત થયો. તેના હૃદયમાં અગ્નિ સળગી ઉઠયો તે બોલ્યોઃ અરે, નહિ, નહિ, કદી પણ નહિ! પણ પ્રિયે લલિતાના લગ્ન વિષે મને ન પૂછતી તારે તો હું જે કામ કરવા કહું તે તારે વગર આનાકાનીએ કરવું.

ધનલક્ષ્મી તેનો જવાબ આપવાને બદલે બાજુ ફરી ગઇ અને લલિતા તરફ જોઇ બોલી, " મારી દીકરી ઇશ્વર તારું ભલું કરે. "

ગભરાયલી, દુઃખી, ભયભીત થયેલી લલિતા બૂમ પાડી ઉઠી, " દયા ! દયા ! "

તિરસ્કારથી હસતાં મગનલાલ બોલ્યા, " દયા ! મારી તરફથી દયાની કોણ આશા રાખે છે ? દયા એ શી ચીજ છે તે હું જાણુતોજ નથી ! નાદાન છોકરી ! તું મારાથી દયાની આશા રાખતીજ ના ! તેં કરેલી ઉદ્ધતાઇ યાદ કર ! "

"નહિં, નહિ ! આતો અશક્યજ છે ! શું હું માત્ર સ્વ-મજ જોઉં છું ! અરે ઇશ્વર ! આ દુઃખી જીંદગીનો છેડો ક્યારે આવશે ? "

"મુર્ખી ! હજી પણ શું તું એમજ સમજે છે કે આ સ્વપ્નુ છે ? લે હું સચ્ચાઇની ખાત્રી કરી આપું કે, આ સ્વપ્ન નહિં પણ ખરી બીના છે !" લે વાંચ આ કાગળ.

ધાસ્તીથી ધ્રુજતી લલિતા કાકીના પાસામાં ભરાઇ, ધનલક્ષ્મીએ પોતાના હાથમાં કાગળ ઝાલ્યો અને-અરે, અરે, આ હું શું વાંચુ છું ? આમાંતો જાન લઇ તાકીદે આવવા જણાવે છે ! ધાસ્તીથી ધ્રુજતા હાથમાંથી કાગળ સરી પડયો. તરતજ લલિતાએ ઉપાડી લઇ વાંચવા માંડયો. વાંચતા વાંચતા કારમી ચીસ પાડી ઉઠી. અને કાગળના ચીરે ચીરા કરી નાંખ્યા. આ વખતે કાકી ભત્રીજીને થયલા દુઃખનું વર્ણન કરવું અશક્ય છે. થોડીવાર સુધીતો બેઉ એક બીજાને જોતાંજ રહ્યાં. તેને થોડીવાર ન ગઇ એટલામાં તો એક સફેદ આકૃતિ તેમની બાજુમાં આવીને બોલી; લલિતા હું તારો મદદગાર થઇશ. એમ બોલી તે ધીમે પગલે ત્યાંથી તે આકૃતિ ચાલતી થઇ. લલિતા તે તરફ જોતીજ રહી.

મગનલાલ, આ સફેદ આકૃતિ જોતાંજ ઓ ! મારા બાપ ! કહેતાની સાથેજ સ્તબ્ધ થઇ ગયા. આથી ધનલક્ષ્મી ગભરાઇ ગઇ, પોતાના પતિની આવી દશા જોઇ એ સફેદ આકૃતિ ક્યાંથી આવી અને ક્યાં ગઇ તે જોવાની દરકાર ન રાખતા પોતાના પતિની સારવાર કરવા લાગી. બિચારી લલિતા પણ કાકાને શુદ્ધિમાં લાવવાના ઉપચારો કરવા લાગી.



## પ્રકરણ ૨૬ મું.

### દીકરાનું દુઃખ.

ઘણા દિવસ થઇ ગયા છતાં, કપટશંકર પાછો આવ્યો નહિ. તેનું શું થયું હશે. તેની તપાસ કરતાં કાંઇ પતો લાગ્યો નહિં. તે વિષે વિચાર કરતો તે વારંવાર દીલગીર થઇ જતો. તેની શોધ કરવા માટે શા ઉપાયો લેવા તે વિષે વિચાર કરતા ડોસો, ડોસી રસ્તો કાપતા એક અરણ્યમાં આવી પહોંચ્યા.

મધ્યાનનો સમય થયો છે. જેઠ મહીનાનો સખત તાપ પડે છે. ઉપર આકાશ બળી રહ્યું છે. નીચે પૃથ્વી ઉપર પગ મુકતાંજ ભસ્મ થઇ જવાય તેમ છે. આવા સખત તાપમાં તે વૃદ્ધ ડોસો, ડોસી ચાલ્યા જાય છે. બેમાંથી એકે કોઇ દિવસ લાંબો પ્રવાસ કર્યો ન હતો. છતાં દીકરાના દુઃખે દેશાટન નિકળ્યા છે. વળી દીકરાનો વિયોગ છાતીમાં સાલે એટલે તેમનું ચિત્ત કેમ સ્થિર હોય ?

સખત ગરમીથી ગભરાઈને ડોસી બોલ્યાંઃ શિવ ! શિવ ! હવે તો મારાથી આ તાપ સહન નથી થતો. મને ઘણી તૃષા લાગી છે. જો કોઇ કુવો તળાવ હોય તો થોડું જળ લાવો, ડોસો જળ લેવા ગયો. જંગલમાં પાણીની શોધ કરવા છતાં મળ્યું નહિ. ડોસાએ પાછા આવી કહ્યુંઃ ઘણી તપાસ કરવા છતાં પાણી મળતું નથી. વાંચક ! આ સંસારમાં મનુષ્યો અનેક તરેહની મોહજાળમાં ગુથાય છે ! પિતા પુત્રને, ભાઇ બ્હેનને, મા દિકરીને, ધણી ધણીઆણીને એમ અનેક તરેહનો પ્રેમ હોય છે ! પ્રેમ કેવી અજબ વસ્તુ છે ! એજ માટે માયામાં લપટાઇ ડોસો ડોસી ભવ અરણ્યમાં ભટકે છે, એજ નિર્દય માયામાં લપટાઇ જળ વિના ટળવળે છે, એજ પ્રપંચી માયાને લીધે

વૃદ્ધાવસ્થામાં ગૃહનો ત્યાગ કરી જંગલમાં દુઃખી દરદી જેવા ભટકે છે, હવે તો કંઇ આરામનું સ્થાન આવે તો વિસામો લઇએ, એમ કહી બંને જણુ આગળ ચાલ્યા. અત્યાર સુધીતો તેમની મુસાફરીને કંઇ હરકત ન નડી. બપોર થઇ જતાં તેઓ બે રસ્તા આગળ આવી પહોંચ્યા તો પણ હજી સૂર્યનો તાપ લાગતો હતો.

ડોસો બોલ્યો, " આ જમણા હાથ તરફનો રસ્તો લાબો છે. અને આ બીજો રસ્તો જરા ટુંકો હોય એમ જણાય છે. "

ડોસી બોલી, " ચાલો ત્યારે આપણે આ ડાબા હાથના રસ્તે જઇએ. " પાએક કલાકમાં તેઓ નેળની બહાર આવી પહોચ્યા. થોડે દૂર એક વૃક્ષ નીચે એક જોગણુ ધુણી લગાવી બેઠેલી નજરે પડી. તેને જોતાંજ તેઓ તે ઝાડ આગળ ગયા. આ વૃદ્ધ ડોસા ડોસીને જોતાંજ જોગણે ઓળખ્યા તેમને બેસવા આસન આપ્યું તે ઉપર બેઠા પછી જોગણે તેમને આશ્વાસન આપી. તેઓને પોતાની પાસે જે કંઇ ફળફળાદી હતાં તે આપ્યાં. અને જળપાત્ર લાવી તેમની પાસે મુકયું.

ડોસો ડોસી માર્ગમાં ચાલવાથી થાકયાં હતાં. તેઓ જોગણુનો આભાર માનતા ભોજન કરી તેજ વૃક્ષ નીચે નિદ્રાવશ થયા. થોડી વારે તેઓ જાગ્યા. જોગણે પૂછયું. તમે કોણ છો તમારે કયાં જવું છે ? કોઇ ગહસ્થ જણાઓ છો,

ડોસાએ કહ્યું: મહાદેવી! અમારી હકીકત વિચિત્ર છે. અમે સ્થંભતિર્થના ઉચ્ચ કુળના બ્રાહ્મણ છીએ. અમારો એકનો એક છોકરો કોઇ એક લંપટ સ્ત્રીની સંગતથી તેની સાથે નાશી ગયો છે. તેની શોધમાં અમે બંને ફરીએ છીયે!

જોગણે કહ્યું: તે છોકરાનો મેળાપ થવો ઘણો મુસ્કેલ છે. "

મહાદેવી ! જો તેમજ હોય તો રસ્તો શો લેવો ! ત્યારે કેવી રીતે તેની શોધ મેળવવી ? આમ બોલતાની સાથે જોગણુ તે વૃદ્ધ તરફ એકી ટસે જોઇ રહી. તે પહેલેથી ઓળખી ગઇ હતી. એટલે તેમનો ચ્હેરો તેની નજરમાં ખટકી રહ્યો હતો. તે વારંવાર તેમની સામું જોતી અને નજર મળતાં શરમાઇ જઇ નીચુ જોતી.

વૃદ્ધે જોગણુની આવી રીતભાત જોઇ નમ્રતાથી પૂછ્યું." મહાદેવી ! આપ કોણુ છો તમે મને જણુાવશો ?"

જોગણુ બોલી, " મને તમારા આ સવાલથી દિલગીરી ઉપજે છે. તમારે સંસારીએ અમારા જોગીનું વૃતાંત જાણુવાની જરૂર શું ?"

ડોસાએ કહ્યું: " નહિં, નહિ, મહાદેવી ! ગુસ્સે ન થાવ. તમે મારી તરફ જેટલી મહેરબાની દેખાડી છે. તેનો ઉપકાર મારે કેવી રીતે માનવો—તેનો બદલો કેવી રીતે વાળવો તે મને સુજતું નથી."

જોગણુ બોલી, "ભલા માણુસ, જોગીઓ બદલાની કે ઉપકારની આશા રાખતાજ નથી. મેં મારી ફરજથી કાંઇ વધારે કર્યું નથી. પણુ બીજી કોઈ રીતે હું તમને કામ લાગી શકું તેમ હોય તો મને કહો હું મારી બનતી મદદ કરીશ."

જે વખતે આ વાત ચાલતી હતી. તે વખતે સુર્ય અસ્ત પામી ગયો હતો. રાત પડી ગઇ. વખત વહેવા લાગ્યો. એટલામાં ડોસાને કાંઇ વિચાર આવતાં તે ધ્રુજ્યો અને બોલ્યો: " અરે ઇશ્વર ! તેની કેવી હાલત થઇ હશે ?" એમ કહેતાંજ ડોસાનો ચહેરો તદન ફીકકો પડી ગયો હતો. શરીરમાંથી લોહી ઉડી ગયું હતું. તેનું આખું શરીર ધ્રુજતું હતું. ડોસાએ કંટાળી કપાળ ઉપર હાથ અફાળીને કહ્યું, " અરે, વિધાતા ! તેં મારા નશીબમાં શું લખ્યું છે ? અરેરે ! ભયંકર વિકરાળ ચાલે છે એમાં લેશ પણુ સંદેહ નથી." ડોસીના

હૃદયમાં શાંતિ સુખ નહોતું. તે ઘણી ચિંતામાં રહેતી હતી. તેમને એકજ પુત્ર કે જેનું નામ કપટશંકર હતું તેના વિયોગથી તેમનું મન રાત્રિ દિવસ ચિંતાના અગ્નિમાં બળવા લાગ્યું. તે જમીન ઉપર પડી, પોતાનું મોઢું ઉચું કરીને બોલી, "રામ! રામ ! આજકાલના છોકરાઓ ઘણે ભાગે સ્વેચ્છાચારિણી થાય છે. ધર્મ માર્ગ શું છે તે કોઇ છોકરો જાણતો નથી. જે જેની મરજીમાં જેમ આવે તેમ કર્યે જાય છે."

આવી રીતનો ડોસા તથા ડોસીનો વિલાપ સાંભળી, જોગણુ ધીમે અવાજે બોલી, માતુશ્રી તમારૂં કહેવું ખરૂં છે. ઇશ્વરની કૃપા હશે તો થોડાજ સમયમાં તમારા પુત્રનો મેળાપ થશે. ધીરજ રાખી પ્રભુનું નામ દો, કે જેથી ઇશ્વર તેને સદ્બુદ્ધિ આપે અને તમોને મેળાપ થાય.

થોડીવાર પછી ડોસા બોલ્યા, "મહાદેવી! હવે અમારે દીકરાની શોધ માટે શું કરવું ? તમારો શું વિચાર છે!"

શાંત અવાજે જોગણુ બોલી, "હવે માત્ર એકજ રસ્તો રહ્યો છે." ડોસાએ પુછ્યું "તે શું છે ?"

જોગણે જવાબ આપ્યો, "અહીંથી તમારે સીધા પાછા ઘેર જવું!"

આ પ્રમાણે વાતચીત કરતા મધરાત થવા આવી. બધાની આંખો ઉંઘથી ઘેરાવા માંડી. ત્રણે જણ સૂઇ ગયા. બીજે દિને સવારના પહોરમાં જોગણુ વહેલી ઉઠીને તરત ડોસા ડોસીને ઉઠાડી તેમને કહ્યું, સવારના પહોરમાં ધીમે ધીમે તમે ઘર તરફ જાવ. અને તમારે જે કાંઇ કહેવું હોય તે સુખેથી કહો. હું મારો બનતો પ્રયત્ન કરીશ."

મહાદેવી ! " અમો તો જઇશું પણ આપ વગર જાણે તેની શોધ શી કરશો ?

જોગણુ ગંભીરતાથી બોલી, " વૃદ્ધ તે વિષે હું જાણું છું. અને વળી તમારા દીકરાની શોધમાં મારી આખી જીંદગી ગાળવી પડશે તો હું ગાળીશ. "

ડોસી બોલ્યાં: " મહાદેવી! ત્યારે શું તમો મારા દીકરાને ઓળખો છો. "

જોગણે જવાબ આપ્યો, " તે બાબત વિષે હાલ વધારે વાર વિચાર કર્યામાં સાર નથી. તે વિષે તમે એટલું જ જાણીને સંતોષ માનો કે, જે તમને અત્યારે ઘેર મોકલે છે તેજ આવીને તમારા દીકરાનો મેળાપ કરાવી આપશે. " એમ કહી જોગણ ચાલી ગઇ. દીકરાનો મેળાપ થશે એમ જાણી કૃષ્ણશંકર અને રત્નગવરી એટલા બધા હર્ષ ઘેલા થઇ ગયા કે, જોગણુ બાજુમાંથી જતી રહી. તેનું પણ તેમને ભાન રહ્યું નહિં. રત્નગવરી જોગણને નહિ દેખવાથી ડોસાની સામું ટગર ટગર જોવા લાગી કે, તરત ડોસાએ કહ્યું. એ તો કોઇ દેવી હતાં! શું જુવે છે. બંને દેવીનો ઉપકાર માનતા ઇશ્વર સ્તુતિ કરતા પોતાના ગામ તરફ ચાલવા લાગ્યા.

---

## પ્રકરણ ૭

---

## મોહિનીનું પલાયન થવું.

અંહી અરણ્ય પ્રદેશમાં કંઈ આરામ લેવાનુ સ્થળ જણાતું હતું નહિં, પવન ગરમ ફુંકાતો હતો, જે અરણ્યમાં તેઓં મુશીબતને વટાવી આગળ વધતાં તેઓ વાતચીત કરતાં માર્ગક્રમણ કરવા લાગ્યાં,

અંતે તેઓ થાકીને લોથ થઇ ગયા છતાં હરણના ટોળાંની માફક તેઓ વેગથી ચાલવા લાગ્યાં.

રસ્તો સાંકડો હતો. બે મોટા ઉંચા ડુંગરાની વચ્ચેના કોતરામાં ચાલ્યા જતા હતા, આમ ચાલતા હતા એટલામાં ફકીરે કહ્યું, ચાલો આપણે આ ટેકરી ઉપર ચઢીએ.

સર્વે મુંગે મોએ તેની પાછળ ચાલવા લાગ્યા ચઢાણનો ભાગ ઘણો વિકટ હતો કોઇ કોઇ જગાએ મોટી શીલાઓ પડી હતી, અને કેટલેક સ્થળે કંટેરી છોડવા ઉગેલા હતા, કેટલીક જગાએ જમીન એવી ચીકણી હતી કે પગ સરી જવાની ધાસ્તી લાગતી છતાં મહા મુશીબતે ચઢણ ચઢી અંતે તેઓ ટેકરીના મથાળા પર આવી પહોંચ્યાં.

જોગણ મૌન ભંગ કરતા બોલી; " અહાહા! કેવા એકાંત અને રમણીય સ્થળમાં આ જગા આવી છે ! "

જોગીએ જવાબ આપ્યો; " ખરું છે દેવી ! આપણે જે સ્થાને ઉભા છીએ એના જેવી એકાંત જગા તો બીજી ભાગ્યેજ હશે. ચાલો આપણે સામેની વિશાળ ઝાડીમાં જઈ બેસીએ. "

તેઓ બધા ઝાડીમાં ગયા અને એક મોટી ઘાડી વૃક્ષની ઘટામાં જઇ બેઠાં, તેઓ મુસાફરીના શ્રમથી થાકીને લોથ થઇ ગયા હતાં, એટલે જેવાં તેઓ સૂતા તેવાજ નિંદ્રાને આધીન થઇ ગયાં.

જોગી અને જોગણ તથા ફકીર ત્રણે તેઓને સૂતા મૂકી ઝાડીમાં ઘણે દૂર ફળ ફળાદી શોધવા નિકળી ગયા. જ્યાં તેમને ફળ ફળાદીના ઝાડો નજરે પડયાં. ત્યાંથી ફળ તોડવાં લાગ્યા.

કેટલોક વખત થયા નંદ અને મોહીની એક બીજાની સામું જોતાં જાગતાં જ જમીનપર પડી રહ્યાં હતાં. નંદના હૃદયમાં ધબકારા થવા લાગ્યાં. તેના મનમાં વિચાર આવ્યો કે બધા સુઇ ગયા છે.

લાગ ઠીક છે. લાવને મોહીનીને લઇને નાસી જઉં, તરત જ તેની નજર મોહીની પર પડી. તેણે જાગતી જોઇ તેનું અંતઃકરણ કુદવા લાગ્યું:–" શું કરવું ? મોહીનીને લઇને નાશી જઉં ? અંહી કોઈ જાગતું નથી. કદાચ કોઈ જાગી જાયતો ! ના, ના, એમ જાગે છે શાને ? આવો લાગ ક્યાં ફરીથી મળવાનો છે ? " આમ વિચાર કરતાં તેણે મોહીનીને લઇને નાશી જવાનો નિશ્ચય કર્યો. રખેને પેલો ફકીર તથા જોગી જોગણ આવી પહોંચે, તો તેના હાથમાં સપડાઈ જવાય. આમ વિચાર કરતાં મોહીનીના સામું જોયું. તેની આંખોમાં વિચિત્ર તેજ ચમકતું હતું. તેના ચહેરાપર આનંદની છટા પ્રસરી હતી. તેના હૃદયનો આનંદ ઉભરાવા લાગ્યો હતો. તેના શરીરના દરેક અવયવ હર્ષથી કંપી ઉઠતાં હતાં. કપાળ પર વાળની લટ ઝુકી રહી હતી. ખરેખર આ વખતે મોહીનીના દેખાવમાં એક પ્રકારની હૃદયને લોભાવનારી મનોહરતા ભાસતી હતી. નંદ ધીમેથી તે સૂતી હતી ત્યાં ગયો નંદને પોતાની તરફ આવતો જોઇ તે ખુબીથી છટકી જઈ દૂર ઉભી.

નંદશંકર આ સર્વ દેખાવ એકી ટશરે જોઇ રહ્યો. તેનામાં પ્રબળ લાગણીઓનો જુસ્સો ઉશ્કેરાઈ આવ્યો. તેના દિલમાં ફકીરનો વિચાર તેનું દિલ તેને ખાવા લાગ્યું, આ સમયે વધારે થોભવું એ જોખમનું કામ હતું. ટોળાં બંધ સ્ત્રીઓ બાજુમાં સૂતી હતી. તેમને જોઇ નંદશંકરે વાતની શરૂઆત કરતાં કહ્યું, મોહીની અત્યારે વિચાર કરવાનો સમય નથી, મધ્યાન્હનો સમય છે, આ વખતે કોઇ પણ માણસનો આવર જાવર હશે નહિં, માટે ચાલ આપણે હમણાં જ નાશી છૂટીએ.

મોહીની થોડીવાર વિચાર કર્યા પછી બોલી, " નંદશંકર ! એવા વિચાર હવે મૂકી દો ! "

નંદશંકરે દઢતાથી ઉત્તર દીધો. " નહિ, મોહીની ! કર્મના

સંજોગે આપણે એકઠા થયા છીએ અને સહેલાઇથી આપણે નાશી છૂટીએ તેમ છીએ, હું કેવો એક વચનનો માણસ છું તે તો તું જાણે છે, મારા કમનસીબના યોગે હું ઘરબાર વગરનો, ધનહીન, ચીથરે હાલ ભીખારી થઈ ગયો છું,

પોતાનો ક્રોધ મહા મુશીબતે સમાવતાં મોહીની બોલી, "ત્યારે લુચ્ચા, તું મને શું કહેવા માગે છે ? બોલ! મને અટકાવીને—"

તદન નિરાશ થઇને નંદશંકરે પૂછયું. "મોહીની, તને મારા કહેવાથી ગુસ્સો લાગ્યો હોય તો હું ક્ષમા માગું છું, મને ક્ષમા કર."

જરા શાંત થઈ ધીમે અવાજે મોહીની બોલી, "નંદશંકર, મને તમારા તરફ ગુસ્સો નથી લાગ્યો. પણ તમારા અગાડીના કૃત્યો નો ખ્યાલ કરતાં—" તે એકદમ અટકી પડે, 'વડ નીચે સુતા મેલી નાશી ગયો તેજ? એ શબ્દો તેના મોંઢામાંથી નિકળ્યાં.

નંદશંકરનો ચહેરો ફીકકો પડી ગયો. તે અતિ દુઃખથી બોલ્યો "ઇશ્વરે મારા પાપની મને સજા કીધી છે, અરે! કેવો કીમતી વખત મેં ખોયો ! પણ તે વિષે વિચાર કરવાનો હાલ વખત નથી, પણ મારે શું કરવું ? મારા બાપ દાદાના નામને કલંક બેઠું. તે તારેજ લીધે, તેનો તો જરા ખ્યાલ કર."

મોહીનીએ ધાસ્તીથી આસપાસ જોતાં કહ્યું. "નંદ! તારૂં કહેવું હું કબૂલ તો કરીશ પણ મને ધાસ્તી લાગે છે કે, તમે મને દગો તો નહિં દો !"

નંદશંકરે સોગન ખાધા કે, તમારા માટે હું મારો પ્રાણ અર્પણ કરીશ.

તેજ પળે મોહીનીને વિશ્વાસ આવ્યો. તેણે પોતાનો વિચાર ફેરવ્યો અને નંદશંકર સાથે નાશી જવા પોતાની ઇચ્છા દર્શાવી.

તેજ ક્ષણે કોઇના તિરસ્કારથી હસવાનો અવાજ બંને જણને કાને પડયો. તરતજ તેઓ ગુચવાયા. હવે શું કરવું? એમ મનમાં અનેક જુદા જુદા વિચાર આવતા હતા. આવું વિચિત્ર હાસ્ય સાંભળતાંજ તેઓ ગભરાયા, પોતાની ઉપર કેવું સંકટ આવી પડશે. તે વિકટ હસવું સાંભળી નંદશંકર આશ્ચર્યચકિત થઇ બોલ્યો; " તું કોણ છે? બોલ, જલદી બોલ! નહી તો થોડી પળમાં હું તારો નાશ કરીશ."

" શું તમે મારા પ્રાણ લેશો?"

નંદશંકર બોલ્યો, " હા, હા, હું તારો પ્રાણ લઇશ, શા માટે તું અમને અટકાવે છે." તે વિકટ હાસ્યવાળી સ્ત્રી સનમુખ આવી બોલી, " ચૂપ! તમે પોતે દુઃખી થયા છો; પણ તમારે મારો પ્રાણ લેવા વિચાર ન રાખવો પ્રાણ લેવો એ માણસનું કર્તવ્ય નથી. ઇશ્વરના પોતાના હાથમાં એ છે તે જે ધારશે તે થશે."

આ પ્રમાણે નંદશંકર ગુપચૂપ સાંભળી રહ્યો. તે વચ્ચે કાંઇ પણ બોલ્યો નહિં. આમ પોતાના કામમાં ખલેલ થઇ ત્યારે તેના મનમાં થોડી દલગીરી ઉત્પન્ન થઇ, પણ તે તેણે બહારથી ન દેખાડી. પણ તે સ્ત્રી તરફ બારીક નજરે જોતો હતો. થોડીવાર બધા ગુપચૂપ ઉભા રહ્યા પછી મોહીની તેમની વચ્ચે ઉભી રહી બોલી, " એમ નહિ બને! આ સ્ત્રીનો ભેદ જાણ્યા વગર હું એને જીવતી જવા દેનાર નથી!" આમ બોલી નંદશંકરને તેની સામેથી અતિ બળ કરીને ત્યાંથી દૂર કીધો.

આ જોઇ સ્ત્રી બોલી, " કુલટા મારો એક શબ્દ સાંભળી લે!"

પોતાનો હાથ ઉંચો કરી મોહીની બોલી, " નહિં, નહિં, એક અક્ષરે નહિં! હું તને કહું છું કે, તું અહીંથી જતી રહે!" એમ

કહેતાંજ મોહીનીને વિચાર ઉત્પન્ન થયો. તે મનમાંજ કહેવા લાગી. અરે! હું આ શું કરૂં છું? અહીં ઘણાં માણસો સૂતા છે. તેમાં જો કોઇ જાગી ઉઠશે તો મ્હારી શી વ્હલે? વારૂં, પણ આ બધા ભેળુ પણ કેમ રહેવાય! એ કરતાં તો નંદને લઇ નાશી છૂટવું સારૂં! એવો વિચાર કરી સામે ઉભેલી સ્ત્રીને એકદમ જોરથી ધક્કો માર્યો, તે જમીન પર પડી. તેનો પ્રતિધ્વનિ સુતેલાના કાને અથડાયો તેઓ એકાએક નિંદ્રામાંથી જાગી ઉઠયા તે અગાઉ મોહીની અને નંદ પલાયન કરી ગયા. સર્વે તે ધબકારા તરફ દોડયા, ત્યાં આવી જોયું તો એક પરમ રૂપવંતી સ્ત્રીને જમીન પર પડેલી દીઠી. તેઓ આમતેમ જોવા લાગ્યાં તો દૂરથી એક સ્યામ મુખવાલા મનુષ્યને આવતો જોઇ "હાય! ભૂત!" કહેતાંજ બધા એકી સાથે મોટી ચીસ પાડી ઉઠયા. ફરી નજર કરી જોયું પણ કાંઇ જણાયું નહી. માત્ર પેલી સ્ત્રી તેમની સનમુખ ઉભેલી દ્રષ્ટિએ પડી.

---

## પ્રકરણ ૨૮ મું.

---

### હાય ગઇ.

આજે આસો સુદી દશમ હતી. સંધ્યા કાળનો સમય થવા આવ્યો હતો. વિજયા દશમીનો દિવસ હોવાથી શહેરમાં આજે ભારે ધામધૂમ થઇ રહી હતી. મહારાજાની સ્વારી સમડી પૂજન કરવા જવાનો સમય થયેલો હોવાથી જે જોવા પ્રજાજનોની મુખાકૃતિ પર આનંદોત્સવ છવાઇ રહ્યો હતો. સર્વ લોકો વસ્ત્રાલંકાર સજી શહેરમાં આમતેમ ફરતાં હતાં. દરબારના દ્વારો સોનેરી અને રૂપેરી ધ્વજાઓથી શણગારવામા આવ્યાં હતાં. આખો રાજમાર્ગ રંગબેરંગી

પાઘડીથી, ટોપીઓથી, તથા સુશોભીત વસ્ત્રાલંકાર પહેરેલી રમણી-ઓથી છવાઇ ગયો, ઘડીઆળી દરવાજામાંથી અમલદારો તેમજ પોલીસોના ટોળે ટોળાં રાજમહેલ તરફ જતાં હતાં. ગાડી, ઘોડા, રથો, પાલખીઓ, ડંકા નિશાન અને હાથીઓથી આખો રાજમાર્ગ ચિકાર અને ભભકાદાર ભાસતો હતો.

એવા રમણીય રસ્તા ઉપર એક તરુણ પુરુષ એકાગ્રહ ચિત્તથી એક બાજુ ઊભો છે. તેની મુખાકૃતિ ગંભિર જણાય છે. તેનો ગુલાબી ચહેરો ચિન્તાથી નિસ્તેજ થયેલો દેખાય છે તે પોતાની નજર રસ્તે જતાં દરેક મનુષ્યો તરફ આમતેમ ફેરવે છે. તેવામાં એક તરુણ બાળા પોતાની સહીઅરો સાથે પોતાની સામે રસ્તામાં ઉભેલી જણાઇ, તેને જોતાંજ તે પુરુષના મુખમાંથી નીચેના ઉદ્ગારો નીકલી પડયા.

× × × × × ×

ઊડી જા તું ! પ્રિયા પાસે, ભલે જારે ! તું મન પંખી !
ખબર તું લાવ, એ દીલની, પછી પુજુ હું પંખીડા !
ન ગાંઠે તું ! ન બેસે તું ! થઇ સ્થિર ને કદી હેઠું !
બગાડે કાજ સૌ મ્હારૂ, કરે નહિ કંઇ પંખીડા !

કાવ્ય માધુર્ય.

જા ઓ મન પંખી તું જા, અને અંતરિક્ષથી તારી પ્રિયાના દીલને જાણી લે, તેના છૂપા વિચારો જાણુ, ઓ ! પંખી તારા ચોરની શોધ કર, તેને પકડી, તેના હસ્તમાં સ્નેહ રૂપી બેડી નાંખી તારી તૃષાને તૃપ્ત કર, અરે મન ધીરજ ધર ડર નહી આ પ્રપંચી દુનિઆની દરકાર મૂકી દે અને તારા સુખની દોરીને તારા હસ્તથી પકડ.

" વિકટ વ્યવ્હાર દુનિયાના, ન દેખે તું ન લેખે તું !
પ્રિયાના પ્રેમની ધુન બન્યો તું મસ્ત પંખીડા ? સદર.

હજારો શીર કપાતા હોય, રણ યોદ્ધાના રઝળતાં મસ્તકોને ઠોકરો મારી ઉડી જનાર પંખી નીડર રહે, ઓહ ! મસ્ત પંખીડા તારી મસ્તીના મસ્તાની દોરને તારા હસ્તમાં કર, વ્હાલા પંખી તને તેની પરવા નથી પણ...મારે.........

" લખુ બોલું વિચારૂ છું, "પ્રિયા, વ્હાલી" જ એ શબ્દો
ઇતર કાને, જીભે, આંખે, સુજે ન કાંઇ પંખીડા ?

કહી ચંદ્રશંકર એકાગ્રહ ચિત્તથી પ્રેમની મુર્તી લલિતાને ટગર ટગર જોઇ રહ્યો. પાછા તેના વિચાર બદલવાથી નીચેનું કવિત ગાવા લાગ્યો.

• તું સુગંધ ને રંગ, નહી પણ પ્રેમી રસીલી.
પ્રેમ તણાં એ રૂપ, પ્રભુની પ્રણુયી લીલી.
દિવ્ય ચંદ્ર એ પ્રેમ, ધરે વિધ વિધ અકારો.
પણ ઢાંક્યો રહે કેમ, સહુથી છે એ ન્યારો.
દિવ્ય નાદ ને ગંધ વળી, રસ રૂપની ગુથી.
માળા પહેરો કંઠ શું શોભીત થાયે તેથી.
દિવ્ય માળ એ પ્રેમી યુગલો ઉર ધરશે જ્યારે,
દિવ્ય પ્રેમ તે હૃદય મંહીં સરી પડશે ત્યારે.

( કુસુમ માળામાંના " પ્રેમના સ્વરૂપ " એ કાવ્ય થોડો ફેરફાર સાથે )

આ કવિતની છેલ્લી બન્ને લીંટીઓ એટલા જોરથી બોલાઇ ગઇ કે પાસેના મનુષ્યો નવાઇ પામ્યા, તેના નિસ્તેજ થયેલા મુખ સામુ એકી ટસે જોઇ રહ્યા. તેના ધ્રુજતા ઓષ્ટને નિહાળી દિવાનો

સમજવા લાગ્યા. પણ આ કવિત સાંભળતાંજ લલિતાના મનને કાંઇક જુદીજ અસર થઇ, અને તે બાવરાની માફક ગાનારના તરફ દૃષ્ટિ ફેરવતાં ચંદ્રશંકરને જોઇ તેનું હૃદય ધબકારા મારવા લાગ્યું. અને અધીરી બની જઇ પુનઃ ઉદ્દગારો કાઢ્યા.

" પધારો એમ કહેવાથી, પધારે તે પધાર્યાના !

નિમંત્રણ પ્રેમીને શાણાં, અનાદર પ્રેમીને શાના ?

આ વાક્ય પુરૂ થયું નથી તેટલામાં ટન્ ટન્ ટન્ કરતા ટાવરમાં પાંચના ટકોરા થયા કે તુરતજ મોટી ગાજવીજ સાથે રાજમહેલમાંથી મહારાજાની દમામદાર સ્વારી નીકળી તે જોવા લોકો શાન્ત થઇને ઉભા, સ્વારીને મોખરે દુંદુભી ડંકાના અવાજો થતા હતા. પાછળ નિશાનોની લાલ લીલા રંગની ધ્વજાઓ ફરકતી હતી. તેમજ સરનાઇના આનંદકારી નાદો થતાં હતાં. સ્વારી જોતજોતામાં પસાર થઇ ગઇ અને લોકો પોતાના ઘર ભણી જવા લાગ્યા. લલિતા પોતાની સહીયરોને લઇ ચાલતી થઇ તેને જતી જોતાંજ ચંદ્રશંકરના મુખમાંથી " હાય–ગઇ. " ના ઉદ્દગારો નીકળી પડયા.

---

## પ્રકરણ ૨૯ મું.

---

### કપટશંકરની કથા.

ઉપર્યુક્ત ઘટનાને થોડો સમય થઇ ગયા બાદ મધ્યાહ્ન પછી જોગણુ પોતાના સાથી જોગી તથા ફકીર સહીત આવી પહોંચી. ત્યાં નંદ અને મોહીનીને નહી જોતાં જોગણુના મનમાં કેટલાક ગંભીર વિચારો ઉદ્દભવવા લાગ્યા અને તેથી તે ફકીર સામુ જોઇ કહેવા લાગી કેઃ—

સાંઇ બાવા, દુષ્ટજનો નીચ કર્મ કરતાં તેઓ કદી અચકાતા નથી. તેઓને એવી પાપિષ્ટ ઇચ્છા પ્રબળ થાય છે કે તે દુષ્ટોને ઇશ્વરનો યત્કિંચિત ડર હોતો નથી જો તેમને પ્રભુનો ભય હોય તો આવા કર્મ કરેજ નહી. શું તેઓ નહી સમજતા હોય કે આ સંસારમાં જન્મ લઇને શું ધર્મદાન કર્યું તેનો પ્રભુના દરબારમાં જવાબ આપવો પડશે. એટલામાં ફકીર બોલી ઉઠયો.

દેવી ! આપનું કહેવું સત્ય છે. " દુરાચરણી સ્ત્રીઓનો કદી વિશ્વાસ કરવો નહી. " નર્કના કીડા નર્કમાંજ મરણ પામે છે. પાપનો ઘડો ભરાય ત્યારે આપથીજ ફૂટે છે. એ પાપિષ્ટોને કર્મના યોગે કરીને કેટલાંક કષ્ટો ભોગવવાં પડશે, અને કેટલાક કાળ પર્યન્ત એક સાધારણ મનુષ્યના જીવન માફક દુઃખમય જીવન ગાળી પોતાના કરેલા કૃત્યોનું ફળ પોતાને ભોગવવું પડશે. એટલો પણ તેમને ખ્યાલ કર્યો નહી. અત્યાર સુધી તે જોગી જોગણ સાથે વાર્તાલાપ કરતો ઊભો હતો તે વનમાં પોતાના પશ્ચાદ્‌ભાગમાં એક વૃક્ષની આડમાં પોલીસને ઊભેલો દીઠો. પોલીસે તે ત્રણેને જોયા; ઉભય પક્ષની આંખો કેટલાક સમય પર્યંત સ્થિર દ્રષ્ટિથી એક બીજાને જોઇ રહ્યાં.

પોલીસને જોઇ કપટશંકર તર્કવિતર્ક કરતો મહાસાગરમાં ઝોળા ખાતો પોતાના મનમાં અનુમાન કરવા લાગ્યો; અત્યારે પોલીસ શા કારણથી આવા અરણ્યમાં એકલો આવ્યો હશે અને આવી રીતે પશ્ચાદ્‌ભાગમાં ઝાડની આડમાં છુપાઇને શા માટે ઊભો હશે. એની તેનાથી કશી તત્કાળ કલ્પના થઇ શકી નહિ. પોતે કેદમાંથી નાશી આવેલો તેનો ખ્યાલ થતાંજ કંપારી છૂટી, સીપાઇ નજદીક આવી બારીકીથી નિહાલવા લાગ્યો. પણ કોઇનું પીછાણ પડયું નહીં જેથી

નારાજ થઇ થોડીવાર ઉંડા વિચારમાં પડી રહ્યા પછી સીપાઇ બોલ્યો;

પૂજ્ય દેવી! આપનું મુળસ્થાન ક્યુ અને આપ કોણ છો અને અત્યારે આવા અરણ્યમાં શા કારણથી આવીને ઊભાં રહ્યાં છો તે કૃપા કરીને જણાવશો ?

ભલા સીપાઇ, હું આપની વૈરિણી નથી, છતાં અત્યારે અને આ ક્ષણેજ હું આપને મારો પૂર્ણ પરિચય આપી શક્તી નથી. છતાં હું આપને મારું યત્કિંચિત વૃતાંત સંભળાવું છું. તેથી હૃદયમાં કૃપા કરીને કોઇ પણ પ્રકારની શંકાને સ્થાન આપશો નહિ. જોગણનું આ પ્રમાણે બોલવું સાંભળી સીપાઇ આશ્ચર્ય ચકિત દૃષ્ટિથી કોઈ એક પાષાણ પ્રતિમા સમાન સ્તબ્ધ થઇ ઉભો રહ્યો. તેના સબંધમાં તત્કાળ કોઈ પણ પ્રકારની વિપરીત કલ્પના કરી લેવી એ પણ સીપાઇને યોગ્ય લાગ્યું નહિં અને તેથીજ કેટલીક વાર સુધી તે કાંઈ પણ બોલી ન શક્યો.

સીપાઇની આવી વિચિત્ર અને વિલક્ષણ સ્થિતી જોઇ જોગણે પોતાનું વૃત્તાંત શરૂ કર્યું. ભલા સીપાઈ મારૂં કાયમનું સ્થળ કોઇ પણ જગોએ નથી. હું જ્યાં જઉ છું ત્યાં પ્રભુની છાયામાં રહું છું. તેમના નામનો જાપ જપતી જંગલોમાં ફરતી ફરૂ છું, અને વસ્તીમાં જઇ ભીક્ષા માંગી અગર તો વનના વનફળ ખાઈ મારૂં ગુજરાન કરૂં છું. આ દુનિયામાં મારું ઇશ્વર સિવાય કોઇ સગું છેજ નહિં. કહેતાં જોગણનો કંઠ રૂંધાઇ ગયો. પણ ધીરજ રાખી પાછી બોલવા લાગી. મારી માતુશ્રી મને બાલ્યાવસ્થામાં મૂકી મરી ગઇ હતી, મારા નામની મને ખબર નથી. હું જ્યારથી સમજણી થઇ ત્યારથી મેં ભગવાં વસ્ત્ર ધારણ કરેલા છે. અને લોકો મને જોગણ અથવા દેવી કહીને બોલાવે છે.

જોગણના કથનથી સીપાઇને દયાનો ઉદ્દ્ભવ થયો અને તુરંતજ પોતાની દ્રષ્ટિ જોગી તરપ ફેરવી. સીપાઇને પોતાના તરફ જોતો જોઇ જોગી વેશમાં ફરનાર કપટશંકરના મનમાં ચિન્તાએ પ્રવેશ કર્યો; આ પ્રમાણે ઉપરા ઉપરી બનતા બનાવોથી કપટશંકરના મન પર ઘણી અસર થઇ. પણ માથે પડી ભોગવ્યા વગર છૂટકો ન હતો. પોતાના મનની ધાસ્તી હજી તો દૂર થઇ નથી એટલામાં સીપાઇએ પૂછ્યું, મહારાજ ! આપને આ દેવીની સંગત કયાંથી થઇ. અને આપ કોણ છો તે મને સવિસ્તર સમજાવશો.

જોગીએ જવાબ આપ્યો, એ હકીકત હું આપને સમજાવીશ. પરંતુ મારુ વૃતાંત સાંભળી આપ મને દુષ્ટ સમજી મને ધિક્કારશો. અને શૃંખલા બંધન કરશો. તમે શા કારણથી યુવાવસ્થામાં જોગ ધારણ કરેલો છે. અને આપને આ મહાદેવી સાથે કયાંથી મેલાપ થયો તે સર્વ વિસ્તાર તારા પોતાના મુખથીજ જાણવાની મારી ઇચ્છા છે.

એના ઉત્તરમાં કપટશંકર કોઇ પણ પ્રકારના સંકોચ વિના નિર્લજ્જતાથી કહેવા લાગ્યો કેઃ હું નાનપણથીજ અનાચારના રસ્તે ચડી ગયો હતો. અને ધીમે ધીમે અત્યાચારની વૃદ્ધિ થઇ અને અંતે તે અનાચારે ભયંકર સ્વરુપને ધારણ કર્યું, અને તે સાથે કેટલાક અસહ્ વ્યવહાર તથા ધન સંચય આદિ કુકર્મોનો મારામાં નિવાસ થયો અને તેથી હું સ્થભતિર્થનો રહીશ કૃષ્ણશંકરનો પુત્ર છું મારૂ નામ કપટશંકર અને મારી માતાજીનું નામ રત્નગવરી છે. હું નાનપણથીજ એક મોહીની નામની સ્ત્રીને મારા મિત્ર નંદશંકરની સંગતથી બે વર્ષ થયા લઇને નાશી આવેલો હોવાથી હું આ દશાને પ્રાપ્ત થયો છું. મોહીનીના સમાગમથી મારી પરણેત સ્ત્રીને દૂર કરી

એ મારા પાપ મનેજ નડયાં છે; પરંતુ મારાં એટલાં પણ સદ્‌ભાગ્ય કે, હું એ ભ્રષ્ટતાના ભંડારરૂપ મોહીનીના વિહારમાંથી મુક્ત થયો; આત્ર એટલુંજ નહિ, પણ મારા ભાગ્યની પ્રબળતાથી આ મહાદેવીનો મેલાપ થયો પૂજ્ય મહાદેવીની કૃપાથી ઇશ્વિર ઘટઘટ વ્યાપક છે, એ તત્ત્વને પણ હું સમજી શકયો છું અને તેથી મારા હૃદયમાં કાંઇક પશ્ચાત્તાપ પણ થવા માંડયો છે; પરંતુ એ પશ્ચાતાપ નિરર્થક છે; કારણ કે, ઇશ્વર મને મારા અપરાધની ક્ષમા આપવાનો નથી. નિરંતર દુષ્કર્મોમાં પ્રવૃત રહેનારને ઇશ્વર તેના પાપોની યોગ્ય શિક્ષા અવશ્ય આપે છે; અને ધર્મિષ્ટને તેના સદાચારનો યોગ્ય સત્તકાર અવશ્ય કરે છે; તેથી મારા અંતઃકરણમાં કરેલા કર્મોનો પશ્ચાતાપ થાય છે. એટલું બોલતામાં આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી. જોત જોતામાં તેની આંખમાંથી શ્રાવણ ભાદરવો વરસવા લાગ્યો. આ બનાવ જોઇને પાષાણ હૃદયના સીપાઇ તથા બાજુમાં ઉભેલા ફકીરનું હૃદય પીગળી ગયું. સીપાઇએ તેને ધીરજ આપી શાંન્ત પાડયો. આંસુ લુછતાં લુછતાં પોતાના વૃત્તાંતની શરૂઆત કરીઃ—

પ્રભુ ! પ્રભુ ! અમે ત્રણે રાતના નાશી ગયા પછી બીજે દિવસે મધ્યાન થતાં એક નદી કાંઠે આવી પહોંચ્યા. જ્યાં ભોજન ઇત્યાદી પરવારી લાંબા પરિશ્રમથી થાકેલા હોવાથી એક ઝાડ નીચે અમો સુઇ ગયા. મને અને મોહીનીને ઉંઘતા મેલી અમારી પાસેના રોકડા રૂપીઆ લઇ નંદ નાશી ગયો. અમો પ્રભાત થતા જાગ્યા તો નંદને બાજુમાં સુતેલો દીઠો નહીં. તેની આજુબાજુ તપાસ કરી કંઇ દેખાયો નહી. તપાસ કરતાં માલમ પડયું કે તે રોકડા રૂપીઆ લઇ ગયો છે. અમો ગભરાયા વખત ઘણો થયો સૂર્યનારાયણ પોતાનો પ્રકાશ સમગ્ર પૃથ્વી પર

પાથરી રહ્યા હતા. અમે જેમ તેમ બધી હીમત એકઠી કરી નદીને કાંઠે કાંઠે ચાલી બીજે ગામ ગયા. જ્યાં ગામ બહાર ધર્મશાળામાં મોહીનીને બેસાડી તેનું એરીંગ લઇ બજારમાં વેચી તેનું ખાવાનું લેવા સારૂ ગયો. એક દુકાને એરીંગની કિંમત નક્કી કરી રૂપીઆ લીધા કે તુરતજ પોલીસે મને શક પરથી પકડયો. ત્યાંથી લઇ જઇ મને જેલમાં પુર્યો, ત્યાં હું મારા આત્માને ધિક્કારતો કરેલા કર્મનો પશ્ચાતાપ કરતો ઇશ્વિર ભજન કરવા લાગ્યો. આમતેમ આંટા મારતો હું દરવાજા પાસે આવ્યો. પ્રભુ કૃપાથી પોલીસ દરવાનો બંધ કરવાનો ભુલી ગયેલો હોવાથી, બહાર નીકળવા પામ્યો.

કેટલાક દિવસ રખડતાં આ મહાદેવીનો સમાગમ થયો. ત્યારથી આ દેવીની સાથેજ રહું છું. આમ અરણ્યમાં રટણ કરતાં કરતાં એક વખત હું લુટારૂઓના ભોંયરામાં જઇ ચડયો જ્યાં એક પુરૂષનું બળીદાન આપવાની તૈયારી થઇ રહી હતી. તેમાંથી તે નિર્દોષને છોડાવી ભોંયરામાં આગલ ચાલવા માંડયું, જ્યાં કેટલીક સ્ત્રીઓ નજરે પડી તેમને પણ મારી સાથે લઇ અંહી આવ્યો. કેટલાક દિવસ તો અમે આનંદમાં રહ્યા. પરંતુ હમણાંજ જે પુરૂષને મેં બચાવ્યો હતો તે પુરૂષ આ ફકીરની સ્ત્રીને લઇ નાશી ગયો છે. તે વિચારમાં અમે ઉભા હતા તેવામાં આપનો ભેટો થયો. કપટશંકરની આત્મકથા બધા એક ચિત્તે સાંભળતા હતા. વૃતાંત પુરૂ થતાં પોલીસ કહેવા લાગ્યો કપટશંકર તમારી સત્ય હકીકત સાંભળી હું ઘણો પ્રસન્ન થયો છું. છતાં મારે તમારા અપરાધને લઇને ન્યાયાસન સમક્ષ રજુ કરવા પડશે. તો હું ઘોર અપરાધી તમારો હુકમ ઉઠાવવા તૈયાર છું !

ભલા સીપાઇ, જેને તમો લઇ જવા માંગો છો તેમની સાથે

હું પણ આવું છું. મારે કંઈ અહિં રહેવાની જરૂર નથી. અને મારા ભેદનો ત્યાંજ સ્ફોટ કરીશ. ફકીર વચમાંજ બોલી ઉઠયો. હું પણ તમારી સાથેજ આવુ છું. બધાનો એક વિચાર થતાં જોગણુ, કપટશંકર, ફકીર, અને પોલીસે તે અરણ્યમાંથી ગામ તરફ ચાલવા માંડયું. અને સ્ત્રીઓ પણ તેમની પાછળ પાછળ જવા લાગી.

## પ્રકરણ ૩૦ મું.

### જાનની ખરાબી.

અરર ! હાયરે શું હવે થશે,
મમ હૃદયમાં શાંન્તિ કેમ થશે.
પીયુ નયને જે આંસુડાં ઝરે,
ચંદ્ર તુજ વીના ક્યાંથી તે ખળે.

"અહા ! ત્હારા જેવો વિનિત, નિતિવાન અને મિષ્ટ વચનનો બોલનાર આજકાલ ભાગ્યેજ જોવામાં આવે છે. હું ત્હારા ઉપર અંતઃકરણ પૂર્વક પ્રેમ રાખું છું. હું તમારીજ છું. મેં તમારી જ સાથે વરવાનો સંકલ્પ કરી મૂકયો છે. અને તું પણ મારી સાથે લગ્ન કરીને તારા ગૃહને સ્વજન મંડળથી પરિપૂર્ણ કર."

હું તો આપની દાસી છું. પરંતુ મારૂ એવું ભાગ્ય ક્યાંથી કે આપ મારી સાથે સંબંધ સાંધો.

અરેરે, મારી દાઝ જાણનાર મારા માતા પિતા મને રડતી કકળતી મૂકી આ અસાર સંસારનો ત્યાગ કરી સ્વર્ગે સિધાવ્યા. જો હું પણ તેમના સાથે મરી ગઈ હોત તો સારૂ થાત. હવે મારાથી આ

દુઃખ સહન કરી શકાતું નથી. શું આજકાલ વૃદ્ધની વૃત્તિઓ પૈસાદાર્થી વિમુક્ત થતી નથી. એ કેવા આશ્ચર્યની વાત છે! લગ્નના દિવસો નજદીકઆવવા લાગ્યા છતાં લલિતાના હૃદયમાં શાન્તિ સુખ નહોતું. એ ઘણી ચિંતામાં નિમગ્ન રહેતી હતી. તેની એક જ આશા કે ચંદ્રશંકર સાથે પોતાના લગ્ન નહિં થાય. તે ચિંતાથી તેનું મન રાત્રિ દિવસ ચિંતાના અગ્નિમાં બળવા લાગ્યું, કાકા, મને એક પણ કડવો શબ્દ કહેતા નહિં. આવા ઉત્તમ પ્રકારનું વર્તન છતાં પણ અરેરે! કાકા તમે મારી દુર્દશા કરી નાંખવામાં બિલકુલ કચાસ રાખી નહિં. દુખાગ્નિનિ આગમાં મને જીવતિ સળગાવી દો છો. આવી રીતના લલિતાના હૃદયમાં અનેક પ્રકારના વિચારોની ભયંકર આગ સળગવાથી તે અત્યંત અસ્વસ્થ બની ગઇ, અને અંતે તેણે આત્મગત ઉદ્ગારો કાઢયા કે, "ગમે તે પ્રકારની દુર્દશા થાય; પણ ચંદ્ર સિવાય અન્યને તો નજ પરણું ?" આમ ઘણાં દિવસો વિત્યા છતાં તેના ઇચ્છિત હેતુની સફળતા થવાના ઝાંખા ચિન્હો પણ દેખાયા નહિં. બે ચાર વાર કાકાના સામી થઈ જઇ મર્યાદાનું ઉલ્લંઘન કર્યું. પણ હજી સુધી પોતાના પ્રયત્નમાં નિષ્ફળ નીવડી અને વીલે મોઢે પાછા ફરવું પડયું હતું.

એક પછી એક એમ દિવસો વિતવા લાગ્યા, પણ જરાએ પોતાની મુરાદ બર આવે તેમ લાગ્યું નહિં. તેથી તે અત્યંત ચિન્તામાં આવી પડી. કાકાને કયા ઉપાયવડે સમજાવવા એનો તેને એકે માર્ગ સુઝતો નહોતો. લગ્નના દિવસો પાસે આવી લાગ્યા હતા અને પોતાની દાદ કોઇ સાંભળે તેમ નહોતું. જો એકવાર લગ્ન થયા તો પછી આપણી દુર્દશાનો પાર જ રહેવાનો નથી, ઇત્યાદિ વિચારોવડે લલિતાનું મસ્તક ભમી જવા લાગ્યું. અને તે ચમકીને બોલી ઊઠી.

બસ કાકા શા માટે મારી વાતનો સ્વીકાર ના કરે! તેમને એવું તે શું ભૂત ભરાઇ ગયું છે કે–મારા લગ્ન આવા લુવડ સાથે કરવા યોગ્ય છે. એટલામાં એક યુવતિએ પાછળથી આવીને કહ્યું કેઃ–લલિતા! અહિં આવ જો, અત્યારે લગ્નની ધામધૂમ મચી રહી છે ત્યારે તું આમ નિસ્તેજ કેમ જણાય છે. રાજનગરથી બે દિવસ થયા જાન પણ નિકલી ચૂકી છે, જાનનું નામ સાંભળતાં જ લલિતાના બંન્ને ગાલો સુકાઇ ગયેલા રીંગણા જેવા ફીકા પડી ગયા. તુરતજ બીજી સખીએ આવીને કહ્યું કેઃ–હજી તો લલિતા બ્હેને તે કાળા પહાડને જોયો નથી. તેણે જોશે ત્યારે તો તેના રૂપની શું પ્રસંસા કરશે. ત્રીજી સખી વચમાંજ બોલી ઉઠી.

"ચૂપ રહે, અત્યારે આવું બોલાય કે? એ શું દેખાવમાં ખરાબ છે? ફક્ત રંગ કાળો અને પેટ મોટું ગાગર જેવું છે તેથી શું થઈ ગયું?"

બધી સખીઓ ખડખડાટ હસી પડી અને બોલી. બ્હેન તમે એમના એકલા રંગ માટે કયાં કહો છો? તેમના ગુણદોષ જ્યારે સાંભળશો ત્યારે, કપીલા એકદમ આવી કહેવા લાગી. એમ કદાપિ બનશે નહિ. હું ધનસુખને સારી રીતે પીછાનું છું તેવો નિર્લજ અને નાલાયક લલિતા સાથે લગ્ન કરવા કદી ભાગ્યશાળી બન શેજ નહિં.

કપીલા આવા અભિમાન સૂચક વચનો પોતાને શ્રવણે આવી પડતાં લલિતા મનમાં ને મનમાં ઘણું હસી, તેના હર્ષની સીમા રહી નહિં. તેણે દિનતાથી કપીલા પાસે જઇ કહ્યું:—

"વિધાતાએ જ્યારે મારા ભાગ્યમાં દુઃખ ભોગવવાનું નિર્માણ કર્યું છે, તો પછી તમે મને કેવી રીતે સુખી કરી શકશો?"

આ વચનો શ્રવણ કરતાંની સાથે જ કપીલાએ કહ્યું કે; બહેન મને તારી કાકીએ જ અહીં મોકલી છે. અને જો તું મારી આજ્ઞાને આધીન થઈ શકે તોજ તું ચંદ્રને પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થઇશ? ચંદ્રનું નામ સાંભળતાંજ આશ્ચર્ય ચકિત થઇ બોલી ઉઠી.

તમે મ્હારા તરફ આટલો બધો વ્હાલ દર્શાવો છો? એજ મારૂ નશીબ, એજ મારૂ સદ્ભાગ્ય, મારા ઉપર તમારો આટલો પ્રેમ જોઇ મારા હૃદયની ઉર્મીઓ ઉછાલા મારે છે.

કપીલા, લલિતાને ધીરજ આપતી કહેવા લાગી કેઃ-તું આ શું બોલે છે? હું તને મારા શીરના જોખમે પણ તું જેમ કહીશ તેમ કરીશ. તું જે પ્રમાણે કહીશ તે સઘળું મારે કબુલ છે.

લલિતાએ રૂદન કરતાં કહ્યું કેઃ-"હું અજ્ઞાન બાળક છું. શું કરવાથી મારૂ શ્રેય થશે તે કોણ જાણે? હું જન્મથી જ દુઃખીણી છું. મારૂં ભવિષ્યજ બગડયું ત્યાં કોઇને શું દોષ!"

"તું વિના કારણ શા માટે આટલી બધી ચિંતા કરે છે! તારી કાકીએજ મને અહીં મોકલી છે. તારા કાકાની શું સત્તા છે કે, તે કંઇ પણ કરી શકે? તું એમનો ભય શા માટે રાખે છે!" તું મારી સાથે ચાલ, તારા મનની મુરાદ બર આવશે? લલિતાનું મન ધીમે ધીમે પીગળવા લાગ્યું. તે પોતાના મનમા વિચાર કરવા લાગી કે, હું એમની સાથે નહી જાઉ તો બીજા કોની સાથે જઇશ એમ કહી. તેના સામું સજળ નેત્રે જોઇ મનમાં ધૈર્ય ધરી, કપીલાનો હાથ ઝાલી ધીમે પગલે ચાલવા માંડયું.

લલિતાને આશ્વાસન આપનાર દીર્ઘદર્શી પરમ ચતુર કપીલા કોણ? તે આ બધી સ્ત્રીઓ સાથે કેમ આવી હતી? વિગેરે જાણવા માટે વાંચકો ઉત્સુક થઇ ગયા હશે. તો જણાવવાનું કે, કપીલા, તે

ધનલક્ષ્મીના ભાઇ દુર્ગાશંકરની ધર્મ પત્નિ હતી, અને બીજી સ્ત્રીઓને ધનલક્ષ્મીએ તેની સાથે મોકલી હતી.

વાંચક મહાશય! સંસારિક પ્રેમનું દૃશ્ય જોયું! પ્રેમની ખાતર લલિતાની કેવી સ્થિતિ થઇ છે તે જુવો! તે પોતાના પ્રેમીને મેળવવા કેટલી ઉત્સુક છે. પ્રેમ એવી અજબ વસ્તુ છે, કે તેનું વર્ણન કરવું તે આ તુચ્છ લેખકમાં તેટલી શક્તિ નથી.

લલિતાની નસેનસમાં ' ચંદ્ર, ચંદ્ર, ' ના ભણકારા વાગી રહ્યા છે. ચંદ્રનું સુંદર સ્વરૂપ લલિતાના નેત્રો આગળ નાચવા લાગ્યું. તે ચંદ્રને ભેટવા ઉન્મત્ત થઈ ગઇ. હૃદયમાં પ્રેમ, મનમાં ઉત્સાહ, અને પ્રેમીને મળવાના ઉત્સાહમા કપીલાની પાછળ પાછળ ગઇ. જોતજોતામાં રસ્તો પસાર થઇ ગયો, અને તેઓ બધા એક બાગમાં આવી પહોંચ્યાં. ત્યાં ચંદ્રને જોતાં જ બંનેની દ્રષ્ટિ પરસ્પર મળવાથી એક બીજાની સામું જોતાં ઊભાં રહ્યાં.

લલિતાને હીમત આવી, લજ્જાથી તેના હોઠ બીડાઇ ગયા. તે હૃદયમાં ઉછળતાં પ્રેમતરંગ બહાર દેખાડી શકી નહિં. હૃદયમાં બળતા વિરહાગ્નિને શીતળ કરવાને એક બીજાના મનોહર મુખ કમળ સામું જોવા લાગ્યા.

કેટલોક વખત ગયા બાદ મગનલાલને લલિતાના ગુમ થવાની ખબર મળી પોતે લલિતાના ઓરડામાં ગયા. ત્યારે તેને નહિં દેખવાથી તેમનું શાન્ત હૃદય ઉદ્વિગ્ન થઇ ગયું. તેમનાં શાન્ત ચિત્તમાં અનેક પ્રકારની ચિંતાઓના તરંગો ઉપસ્થિત થવા. મગનલાલ પૂર્વની વાતોનું સ્મરણ કરતા કરતા દુઃખ શય્યા પર જઇ પડયા. નિંદ્રા ના આવી, લલિતાના ગુમ થવાથી તેમના હૃદયમાં અસહ્ય વેદના થયા કરતી હતી. મગનલાલનું હૃદય વિશેષ ચિંતાતુર અને વ્યાકુળ બની

ગયું. સાંજના જાન આવશે, દુનિયામાં મારી હાંશી થશે એમ તે મહા સંકટમાં ફસાઇ ગયો. આમને આમ લલિતાની ઘણી જગાએ તપાસ કરાવી પણ ક્યાંય પત્તા મલ્યો નહિં. મધ્યાન સમય થઇ ગયો. પોતાના ઉપર આવી પડેલા સંકટથી છાતી ભરાઇ આવી અને રૂદન કરવા લાગ્યા. ધનલક્ષ્મી પણ બધે રખડીને આવી અને કંઇ જાણુતી ન હોય તેમ પોતે શોકાતુર બની કલ્પાંત કરવા લાગી.

આમ શોધ કર્યા છતાં કંઇ પત્તો ન લાગ્યો. હવે શું કરવું ? એમ ઉંડા વિચારમાં પડી ગયો; તેનું ભાન ખસી ગયું, તેના હૃદયમાં અમંગળ શંકાઓ ઉપાસ્થત થવા લાગી. મગનલાલનું મ્હોં ઉતરી ગયું; આશ્ચર્ય, ઉંડો વિચાર, અને ખેદથી ચિંતામાં પડી વિચાર કરવા લાગ્યાં. તેમને આજ સ્થિતિમાં પડતા મુકી હવે આપણે જાન તરફ નજર ફેરવીશું.

રાજનગરથી તે સ્થંભતિર્થ સુધી સડક હતી. વરઘોડો એક પછી બીજુ એમ ગામ વટાવતો સડકે સડકે આવે છે. વરઘોડાની શોભા જોવા લાયક હતી. આજે દેશ વિદેશમાં સર્વ સ્થળે એની વાત ચાલી રહી છે કે, મહા ધનાઢ્ય બાળકૃષ્ણુના પુત્ર ધનસુખરામના લગ્ન સ્થંભતિર્થના એક કુલિનની કન્યા સાથે થનાર છે. એવા વર્તમાન ગામેગામ ફેલાઇ ગયા છે.

સંધ્યા સમય થતાં ઘણાં ઠાઠમાઠ સાથે વરઘોડો આવી પહોંચ્યો. વરઘોડો આવવાની અગાઉથી ખબર હોવાથી રસ્તાની ચારે તરફથી લોકોના ટાળેટાળાં આ નવીન વરરાજાને જોવા આવવા લાગ્યા, વરઘોડો ભાગોળે આવી પહોચ્યો જ્યાં લોકોની એટલી બધી ભીંડ જામી ગઇ છે કે, ચાલવાની જગ્યા સુદ્ધાં જડતી નથી. અનેક પ્રકારના મંગળ વાદ્યોથી તથા મનુષ્યોના કોલાહોલથી આકાશ પ્રતિ-

ધ્વનિત થઇ રહ્યું છે. રાત્રીનો સમય થતાંજ મશાલચીઓ હાથમાં મશાલ લેઇને વરરાજાની આજુબાજુ તેમજ જાનૈયાઓની બાજુમાં થોડે થોડે દુર ઉભા રહ્યા છે. પ્રેક્ષકોની ભીંડની સીમાજ નથી. હ્રષ્ટ પુષ્ટ તથા તેજસ્વી શરીરવાળા જાનૈયા ઊભા રહ્યા છે. તેમની પાછળ સુંદર ઘોડા ઉપર ચ્હડેલો વરરાજાના વેષમાં ધનસુખરામને જોઇ લોકો બોલ્યાઃ—"રામ! રામ! લલિતાના શા હાલ!

"મગનલાલે આ શું કર્યું? પોતાની આબરૂને ધુળધાણી કરી નાંખી. પોતાની આંખે જોયું પણ નહિ! બધા લોક મગનલાલને ધિક્કારવા લાગ્યા! ધિક્કાર છે તેમની બુદ્ધિને! તેમને કાંઈ ન સુઝયું!"

આ પ્રમાણે લોકો મગનલાલને ધિક્કારતા અને શ્યામવર્ણાં વરરાજાને જોઇ અરસપરસ વાતચીત કરતા તેનુ માટલા જેવું પેટ અને આ મોટા મોટા ડોળા જોઈ એક જણ બોલ્યો.

"ઓ બાપ! કેવી શરમ ભરેલી વાત! કોણુ જાણે મગનલાલને શું સુઝયું હશે? તે હતા તો બુદ્ધિશાળી, છતાં અરેરે! દ્રવ્યવાનના તેજમાં અંજાઇ આવું ક્રૂર કામ કર્યું! મા બાપ વગરની છોકરીને અપાર દુઃખ સાગરમાં હડસેલી મૂકી કહેતામાં રંગ બેરંગી દારૂખાનું ફુટવા લાગ્યું. તે બાજુ પ્રેક્ષકોનુ ધ્યાન ખેંચાયું. જાનૈયા સ્મિત મુખે દ્રઢતાથી ઊભા ઊભા જુવે છે. સ્ત્રીઓ જુદી જુદી મંડળી બાંધી મંગળ ગીતો ગાઇ રહી છે. એટલામાં કદાવર મનુષ્યે વચમાં આવી બાળકૃષ્ણનો હાથ પકડી કહ્યું:—

"મહાશય! ક્ષમા કરજો. હું આપને અત્યારે માઠા સમાચાર કહેવા આવ્યો છું. તેને માટે હું આપની પાસે પ્રથમ ક્ષમા યાચુ છું."

બાલકૃષ્ણ:—"ક્ષમા યાચવાની કાંઇ જરૂર નથી."

" મહાશય ! આજે અત્યાચાર થયો છે. લલિતા નાશી ગઇ અને તેને તેના કાકાથી છૂપી રીતે બીજા સાથે લગ્ન પણ કર્યું." એમ કહી ચાલ્યો ગયો.

બાલકૃષ્ણઃ—તે આવનાર મનુષ્યને ઓળખતો હતો. આ શું કહી ગયો? આ મેં શું સાંભળ્યું; " લલિતાએ લગ્ન કર્યું?" અરેરે, દૈવ! આ મહાન સંકટ આવી પડયું. તેનું મુખ ચિંતાથી મલિન થઇ ગયું. તેના નેત્રોમાં આંસું ભરાઇ આવ્યા, આ જોઇ જાનૈયાઓ તેમની સનમુખ આવી કહેવા લાગ્યા; તમે આંસુ સાફ કરી નાંખો. તમને શું સંકટ આવી પડયું છે. તે અમને કહો!

બાલકૃષ્ણે, સવિસ્તર હકીકત કહી સંભળાવી જે સાંભળી દરેકના મન દ્રવિત થયા. છતાં શાન્તિથી પૂછ્યું આવા અજાણ્યા માણુસના કહેવા પર વિશ્વાસ કેમ રખાય, તુરતજ બાલકૃષ્ણે કહ્યું:–" આ અજાણ્યો માણુસ ન હોય આ તો મગનલાલના શાળા દુર્ગાશંકર, ભાઇ હતા. આ સાંભળી દરેક આશ્ચર્ય ચકિત બન્યા તેમનામાંથી એકે આગળ આવી કહ્યું. મનુષ્ય માત્રે ધૈર્યનો ત્યાગ કરવો જોઇએ નહિં. અમે બાજુના ગામમાં કન્યાની શોધ કરવા જઇએ છીએ. તમે અહીંથી બાજુના ગામમાં જઇ જાન સહીત રહો. અમે જેમ બને તેમ જલદી કન્યાની શોધ કરી, વિવાહ નક્કી કરી જલદી પાછા આવી પહોચીશું. એમ કહી થોડા મનુષ્યો કન્યાની શોધ કરવા ગયા. અને વરરાજાને લઇ જાન સહીત સર્વે બાજુના ગામ ભણી વળ્યા, અસ્તુ.



## પ્રકરણ ૩૧ મું.

### પ્રેમી ઉદ્ગાર-બળતામાં ઘી.

ચંદ્રશંકર પોતાના શયનગૃહમા પલંગમાં સુતો સુતો-હૃદયમા હિંડોળા ખાવા લાગ્યો હૃદય ચીરી નાંખે એવી અવસ્થા જોનાર કે સમઝનાર આ સમયે-ચંદ્રશંકર ! ત્હારી પાસે કોઇ નથી. કે તને દિલાસો આપે.

ચંદ્રશંકર જાગી ઉઠયો પણ તે ન જાગ્યા જેવોજ હતો. કારણકે જાગે છે કે ઉંઘે છે તેનો તેને બિલકુલ ખ્યાલ નહોતો. તે જાગતાં પહેલાં લલિતાના વિચારોમાં મુગ્ધ થયો હતો. શું કરવું તે તેને સુઝયું નહી. તે એક ઉંડો નિશ્વાસ નાંખી બોલ્યો.

" અરરરરર! આ શું થયું-હવે જીભ કરડી મરૂં-કે ગળે ફાંસો ખાઇ મરૂં-હવે મારે જીવવું વ્યર્થ છે. કાલે જાન આવશે અને નિરુપાયે પણ લલિતા તેની સાથે વરશે; " એ વિચાર થતાંજ મનમાં ગુંચવાડો વધ્યો. "અરે, પણ આશું ? એના લગ્ન થઇ જશે ? ના હું તેમ નહિ થવા દઉં ? ધનસુખરામ, તને એની સાથે નહીં વરવા દઉં-ઓહ, કેવો ભયંકર પ્રસંગ ! "

રાત્રીનો તૃતિય પહોર વીતી ગયો હતો. તે વિશ્રાંતિ મેળવવા શય્યાશાયી થયો. છતા ચિંન્તાના પરિણામે નિદ્રા નહિ આવવાથી તે શય્યાને ત્યાગી કોચપર આવીને બેઠો. અને કોચપર બેઠા પછી અચાનક તેના મુખમાંથી ઉદ્ગારો નિકળી ગયા.

આટલી રાત્રે પુત્રના મુખમાંથી દુઃખદર્શક ઉદ્ગારો અચાનક પોતાના સાંભળવામાં આવ્યા. એ વેળાએ રમણચંદ્ર, દુર્ગાશંકર તથા



અરે 'પણ આ શું' એના લગ્ન થઈ જશે. પાનું ૧૯

વિજયાલક્ષ્મી બાજુના ઓરડામાં વાર્તાલાપ કરતા બેઠા હતા. પુત્રના મુખમાંથી નિકળેલા ઉદ્દગારોના શ્રવણથી પતિ, પત્નિના હૃદયમાં એક પ્રકારનો શોકનો આઘાત થયો. તેઓ તરતજ ચંદ્રશંકરના સનમુખ આવી ઊભા રહી કહેવા લાગ્યા કેઃ—

ચંદ્રશંકર, તારા અંતઃકરણમાં અત્યારે કોઇ મહા ભયંકર ચિન્તાનો ઉદ્દભવ થયેલો જણાય છે. તારા હૃદયમાં વસેલી ચિંન્તાનો ભેદ અમને જણાવીશ તો તે ચિંન્તાના નિવારણનો માર્ગ શોધી કાઢવો એમાં હું કોઇ પ્રકારની આપત્તિ જોતો નથી.

" પૂજ્ય પિતાજી, વિધાતાએ મારા નશીબમાં શું લખ્યું હશે કોણ જાણે? અરેરે, હજી મારે શું શું વેઠવું પડશે, અને કેવા ભયંકર સંકટો ભોગવવા પડશે. એનો અત્યારે મારાથી કશી પણ કલ્પના કરી શકાતી નથી. આપ જે મારા મુખથી સાંભળવા ઇચ્છા રાખો છો તો જણાવવાનું કે, હજી સુધી લલિતાને મેળવવા ભાગ્યશાળી નીવડયો નથી, અને ભવિષ્યમાં તેની પ્રાપ્તિ થવાની નથી," ચંદ્રશંકરે ગંભીરતાથી ઉત્તર આપ્યો.

ચંદ્રશંકરનું શયનગૃહ ઘણું શું શુશોભીત છે-દિવાલ ઉપર જંગલ, પહાડ, નદી, સરોવર, તેમજ ધાર્મીક વિગેરેના મનોહર દેખાવના સાત આઠેક ચિત્રો ટાંગેલાં છે. શયનગૃહમાં એક બાજુએ ટેબલ પડયું છે, જેના ઉપર કેટલાં પુસ્તકો પડયાં છે. આ ટેબલની બાજુએ કેટલીક ખુરશીઓ, અને એક આરામ ખુરશી વ્યવસ્થિત રીતે ગોઠવવામા આવી છે. સામી બાજુ ગાદી બીછાવી તકીઆ ગોઠવેલા છે. શેત્રંજીથી આખા શયનગૃહની જમીન બીછાવેલી છે. આ બધી રચના જોતાં એવીજ કલ્પના થતી હતી કે, ચંદ્રશંકર એક બુદ્ધિમાન ચતુર મનુષ્ય છે. રાત્રીનો સમય હોવાથી દીપકનો

પ્રકાશ શયનગૃહમાં પ્રકાશી રહ્યો છે. પિતા પુત્ર વચ્ચે વાર્તાલાપ ચાલી રહ્યો છે. ચંદ્રશંકરના નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યા. પોતે પિતાના ચરણમાં મસ્તક નમાવી તેમને પ્રણામ કર્યા. રમણચંદ્રે પુત્રને આશીર્વાદ આપી દીલાસો આપતા કહ્યું:—

"કાંઇ ફીકર નહિં. જો આ દુર્ગાશંકરભાઈ આવેલા છે. જે તને એક વાત કહેવા ઇચ્છે છે કે જે વાતના ઉપર તારા ભવિષ્યનો બધો આધાર છે!" ચંદ્રશંકરને દુર્ગાશંકરનું નામ શ્રવણે પડતાંજ તેના મનમાં આશાનો સંચાર થયો. અને તે વિનયથી દુર્ગાશંકરની સન્મુખ આવી ઉભો.

દુર્ગાશંકરે મધુર અને નરમાશથી કહ્યું:–"લલિતાના લગ્ન હજુ થયા નથી. ગઇ ગુજરી વાતોનું સ્મરણ મૂકી દો. તમારી આશા અંતે ફળીભુત થઇ. તે માટે ઇશ્વરનો ઉપકાર માનો." ચંદ્રશંકરને હીમત આવી અને આશ્ચર્યથી બોલ્યો;

"હેં! આ હું શું સાંભળું છું! શું મારા લગ્ન લલિતા સાથે થશે!" એ વિચાર તેના આખા મગજમાં એકલો રાજ્ય કરવા લાગ્યો. દુર્ગાશંકરના કહેવાનો ભાવાર્થ સ્પષ્ટ સમજી ગયો હતો તેના હૃદય તરંગો ઉછાળા મારી રહ્યા હતાં. અને તેથી તેને આનંદની સીમાનો પાર રહ્યો નહિ. આમને આમ બંને જણ ચિત્રવત્ પૂતળાની માફક સ્તબ્ધ થઈ એક બીજા સામુ જોતા ઉભા રહ્યા.

દુર્ગાશંકર, રમણચંદ્ર તરફ જોઇ બોલ્યા. હું ચંદ્રશંકરને મારી સાથે લઇ જાઉં છું. તમો બધા સાંજના દીવાબત્તી વખતે લાલ બાગમાં આવજો જ્યાં ગોર વિગેરેની અગાઉથી ગોઠવણ કરી મુકવામાં આવી છે. અને ત્યાં છૂપી રીતે લગ્ન કરવાના છે. જ્યાં મારી બહેન ધનલક્ષ્મી પણ હાજર રહેશે. રમણચંદ્રને હર્ષની સાથે

શોક ઉત્પન્ન થયો. પોતાના પુત્રના લગ્ન છતાં વાજા વગડાવાશે નહિ. ધામધુમ બંધ રાખવામાં આવી, ચુપકીથી પુત્રના લગ્ન કરવાનો નિશ્ચય કર્યો.

દુર્ગાશંકરે, ચંદ્રશંકરનો હાથ પકડી ચાલવા માંડયું. વિચારમાં ને વિચારમાં તેઓ અડધે રસ્તે આવ્યા. એટલામાં માર્ગના બે ફાંટા આવ્યા. જમણા હાથ ભણીના રસ્તે ચાલવા માંડયું. તે રસ્તો ટુંકો હતો. તેઓ એક ગલીમાં થઈ લાલબાગમાં આવી પહોંચ્યા. જ્યાં લલિતાને નહિં દેખવાથી ચંદ્રશંકરનું મુખાર્વિંદ નિસ્તેજ બની ગયું. અસ્તુઃ

## પ્રકરણ ૩૨ મું.

### મગનલાલનો ક્રોધીત સ્વભાવ.

આગલ જણાવ્યા પ્રમાણે મગનલાલની અવસ્થા જો કે કઢંગી થઈ ગઇ હતી, તો પણ હૃદયમાં હીમત રાખી પોતાની ઇચ્છા સફળ કેવી રીતે થાય તેના વિચારો કરતા હતા. લલિતાના લગ્ન સંબંધમાં અર્ધો દિવસ બાકી રહ્યો હતો અને તે વિશેના વિચારથી તેના શરીરનું બળ ઓછું થયું હતું. છતાં તેના લગ્ન સબંધના વિચારો લેશ માત્ર લોપ થયા ન હોતા. જો લલિતાનો પત્તો મળે તો, હજી પણ ધનસુખરામ સાથે લગ્ન કરવાનો દ્રઢ નિશ્ચય હતો. એમાં જરા પણ શંશય નથી. લલિતાનો પત્તો નહિ મળવાથી, પોતાને કોઇ માર્ગ કે ઉપાય ન સુઝવાથી પોતાના ખાનગી ઓરડામાં નિરાશ થઈ બેઠા બેઠા મહા કષ્ટપૂર્વક પોતાનો દિવસ વિતાડવા લાગ્યા. ધનલક્ષ્મીએ ભયભીત થઇ મગનલાલને દીનતાથી પ્રાર્થના કરી.

" પ્રાણનાથ, આપ આમ દુઃખી ન થાઓ. લલિતાની શોધ કરો. વસ્તુ સ્થિતિ ગમે તેવી હોય તો પણ આમ શોક કરવો આપને ઉચિત્ત નથી. સાહસ કર્મ કરતાં અગાઉ એનો મનમાં શાંતિથી વિચાર કરો. કદાચિત લલિતાએ ગભરાઇ આત્મહત્યા કરી હશે તો આપના જેવા પ્રતિષ્ઠિત ગૃહસ્થને કલંક લાગશે. માટે સત્વર તપાસ કરો. પરમેશ્વરની ઇચ્છા પ્રમાણેજ સર્વ બનાવો બને છે. આપના હૃદયમાં ખોટી શંકાનો ઉદ્દભવ થયો છે. " ધનલક્ષ્મીએ આજીજી કરતાં કહ્યું. તે સર્વ વૃત્તાંત શાંતિથી સાંભળી રહ્યા પછી મગનલાલે દ્રઢતાથી જવાબ આપ્યો.

" મારી શંકા વ્યર્થ નથી, મારી મનોદેવતા મને શાક્ષી આપી રહી છે કે, અવશ્ય આમાં કાંઇ પ્રપંચ છે. " મગનલાલે અત્યંત ગંભીરતાથી દંભ દેખાડયો. ધનલક્ષ્મી ભયચકિત થઇ નીચી દૃષ્ટિ કરી દિડમૂઢ બની ઊભી રહી. મગનલાલ શાંત ચિત્તે તેની તરફ જોતા મધુરતાથી. કહેવા લાગ્યા કે પ્રિયે ! આમ સ્તબ્ધ થઇને શા માટે ઉભી છું ? " ધનલક્ષ્મીએ જરા ઉંચી દ્રષ્ટિ કરી અને તરત મગનલાલ તેનો હાથ પકડી બોલ્યો;

" પ્રિયતમે ! આમ એકાએક આટલી બધી ઉદાસીન અને શોકાતુર કેમ થઇ ગયા છો વારૂં ? તને આજે કયા શોકનો ઉન્માદ થયો છે. " તે કૃપા કરીને સ્પષ્ટતાથી કહી સંભળાવો. ધનલક્ષ્મી વિચારમાં પડી ગઇ, તરત કશો પણ જવાબ આપી શકી નહિં અને મૌન્ય ધારણ કરી ઊભી રહી. વખત વીતવા લાગ્યો. અંતે મગનલાલે અધીરા બનીને પૂછ્યુ કે, " કેમ પ્રિયે ! શા વિચારમાં પડી ગઇ છે ? "

" વિચાર બીજો કાંઇ પણ નથી; વિચાર લલિતાના જ થયા

કરે છે કે, તેના લગ્નનું શું થશે ! કારણ કે, તે બહુજ હઠીલી છોકરી છે અને એ વાત તમે પોતે પણ સારી રીતે જાણો જ છો. એટલા માટે આપણે તેની શોધ કરી લલિતાની અનુમતિ લઇ તેની ઇચ્છાનુસાર લગ્ન કરવા ઉચિત્ત ધારૂ છું. ઇશ્વર કરશે તો સૌ સારૂં થશે, પણ વિચાર થાય છે કે, લલિતાનો પત્તો મળે તો તત્કાળ આજેજ ચૂપકીથી પરણાવવી ? " ધનલક્ષ્મીએ પોતાનો હેતુ સિધ્ધ કરવાનો ઉપદેશ કર્યો.

મગનલાલને આ શબ્દો કર્ણેન્દ્રિય અથડાતાં, તેના હૃદયમાં વજ્રઘાત થયો. અને તેની રગેરગમાં ક્રોપનો અગ્નિ સળગી ઉઠયો. પરંતુ પોતાના તે ક્રોપને વ્યકત થવા ન દેતાં તેણે શાંત મુદ્રાથી ધનલક્ષ્મીને પૂછ્યું કે, " હૃદયેશ્વરી ! તમારો આ ઉપદેશ ખરેખર અમુલ્ય છે; પણ વિચાર એ થાય છે કે; મે પોતે વિવાહ કરી લગ્નનું મહુર્ત લઇ રાજનગરથી જાન તેડાવી છે. સાંજ પડતાં જાન પણ આવી લાગશે; અને હું પોતેજ જો લલિતાના લગ્ન ચંદ્રશંકર સાથે કરૂં તો આ સંસારમાં મારી અપકીર્તિ થાય. એટલે તમારા ઉપદેશ પ્રમાણે કેમ લગ્ન કરી શકાંય વારૂં ! વાસ્તે તું લલિતાની શોધ કરી પરભાર્યાં લગ્ન કરી, મારી સંમતિની વાત ગુપ્ત રાખજે ? " મગનલાલે તેનો હેતુ જાણવા સારૂં પ્રપંચ જાળ પાથરી.

ધનલક્ષ્મીના મનમં અતિશય આનંદ થયો. પોતાનો ભય હતો તે ભય મગનલાલના ઉદ્દગાર સાંભળતાં ટળી ગયો અને તેનું મુખ કમળ પ્રફુલિત થયું. તે આ પ્રપંચજાળને સમજી શકી નહિં. અને તે આનંદથી બોલી કે, " અહા, હા ! નાથ ! આજે મારૂં બળતું હૃદય શાંત થયું છે. " પોતાના વિચારને પુષ્ટિ મળવાથી તેના આશ્ચર્યનો પાર જ ન રહ્યો. નાના નાના પ્રકારના તર્ક વિતર્કોથી તેના

હૃદયની ઉર્મીઓ તેના મનઃ સમુદ્રમાં ઉછાળા મારવા લાગી, મગન. લાલે પોતાની ભત્રીજીના લગ્ન ચંદ્રશંકર સાથે કરવાની વાતનો સ્વીકાર શા ઉપદેશથી કર્યો હતો અને અત્યારે મગનલાલના મનમાં શું ભાવના રમી રહી હતી, તે ઘરમાં કોઈ જાણતું નથી. અને તે કોઇનામાં જાણવાની શકિત પણ નથી. એટલામાં એક અનુચરે આવી નમ્રતાથી પ્રાર્થના કરી કહ્યું. લલિતા બેનના લાલબાગમાં સુમુહૂર્ત્તમાં લગ્નનો આરંભ કયારનો થઈ ગયો છે. મગનલાલે હોઠ કરડયા અને તેમનું શરીર થરથર કંપવા લાગ્યું. તેમની છાતી ધડકવા લાગી, અને તે નીચી નજર કરી ત્યાંના ત્યાંજ સ્તબ્ધ થઇ ઉભા રહ્યા.

તે આવનાર પુરુષનું વય લગભગ ચાલીસેક વર્ષનું હતુ. તેની મુખમુદ્રા ગંભીર અને શાંત ભાસતી હતી, તેના હૃદયમાં હર્ષનો આવેગ હતો એવું જોનારને સ્પષ્ટ જણાઇ આવતું. આવનારનું આવું કથન સાંભળી મગનલાલની નસેનસમાં અગ્નિની જ્વાળા પ્રગટી. તેનું આખું અંગ ધ્રૂજવા લાગ્યું. તે ભયંકર ગર્જના કરી ધનલક્ષ્મીને ધિક્કારથી કહેવા લાગ્યા કે;—

" ચુપ, નીચ બદકાર, ઓરત ! આજે તારી બુદ્ધિની મેં બરાબર પરિક્ષા કરી લીધી છે. અફસોસ કે આજ સુધી હું તારા નીચ સ્વભાવને પારખી ન શકયો. સ્ત્રી જાતને નિર્માલ્ય માની લેવામાં મારી ભયંકર ભુલ થઇ છે, નાગના કરતાં નાગણમાં બહુજ જહર અને તત્કાલ જીવ લેનારું મનાય છે ! "

આ શબ્દો સાંભળતાં ધનલક્ષ્મીના નેત્રોમાંથી અગ્નિના ભભૂકા વર્ષવા લાગ્યા. તેના એ ચંડિકા સ્વરુપને જોઇને તે મર્દ હોવા છતાં પણ તેમનાં હૃદયમાં એક પ્રકારના ભયનો આવિર્ભાવ થવા લાગ્યો. અને તેથી તે અવાક તથા સ્તબ્ધ થઇ ગયો. તેને સેંકડો વિંછીઓ એકી વખતે ડંખ મારતા હોય એમ લાગતું હતું. કેટલીક વાર લગી

વિચાર મગ્ન રહ્યા પછી મગનલાલે કાંઇક ચિન્તાગ્રસ્ત અને કાંઇક ક્રોપવશ થઇને કહ્યું; " હું હજી પણ તમારા કહેવાની મતલબ બરાબર સમજી શકતો નથી. "

" મારા કહેવાની મતલબ એજ છે કે લલિતા બેનના લગ્નના કાર્યનો આરંભ થઇ ગયો છે. આ બધુ કેવી રીતે બનવા પામ્યું છે એ વિશે હું વધારે કાંઇ પણ જાણતો નથી; પરંતુ એટલું તો ચોકસજ છે કે જે વખત જાય છે તે ઘણોજ કિંમતી છે. અને જો આપ જલદી નહિ જાવતો પછી આપ કન્યાદાન દેવાનો અલભ્ય લાભ ગુમાવશો. કારણકે ત્યાં હસ્તમેલાપ થઇ જશે. આ કારણથી અત્યારે હવે તમારે ત્યાં જઇ કન્યાંદાન દીધા વિના બીજો કોઇ ઉપાયજ નથી. " અનુચરે પોતાના આશયને સ્પષ્ટતાથી સમજાવી દીધો.

" આટલી બધી સીમાએ પહોંચ્યા છતાં શું કોઇ પણ માણસને એ બાબતની ખબર નહિ પડી હોય ! અને જો બાબતની ખબર પડી હોય, તો મને કોઇએ એ વિશેની ચેતવણી કેમ નથી આપી ! હું હમણાંજ તપાસ કરું છું; "

" બસઃ હવે વધારે વાર લગાડવાની કાંઇ પણ જરૂર નથી; કારણ કેઃ મને એવા સમાચાર મલ્યા છે કે લગ્નનું કામ શરૂ થઇ ગયું છે. વાસ્તે વિશ્વાસ રાખીને મારી સાથે ચાલો "

અનુચરના વચનો તેને હવે સત્ય ભાસવા લાગ્યાં. તેણે તેની સાથે ગયા વિના તેમજ, અનુચરના વચનમાં વિશ્વાસ રાખ્યા વિના બીજો એક માર્ગ ન ભાસવાથી નમતાઇ અને વિનયથી કહેવા માંડયું કેઃ " હું તમારા વચનમાં વિશ્વાસ રાખીને તમારી સાથે તમો જ્યાં લઇ જાવ ત્યાં આવવાને તૈયાર છું. "

## પ્રકરણ ૩૩ મું.

### વેશધારી પુરૂષ.

લાખો યત્ન કર્યા છતાં, લખ્યા લેખ મટશે નહિં;
ભલે હો રંક કે રાજા, ભાવિ કદી ફરશે નહિં;

સમય પ્રભાતનો હતો. અંધકાર ધીમે ધીમે અદૃશ્ય થઇ ગયો. એક બાજુ સફેદ નિર્મળ જળથી ભરેલું તળાવ, અને પેલે કાંઠે ભેખડો, જંગલી વૃક્ષો અને તેથી દૂર તાડોની હાર હતી. અનેક પ્રકારના પક્ષીઓની કિલકારી, પવન લહરીથી થતો વૃક્ષ પલ્લવોનો હણહણાટ, અને પવનની ઠંડી લહેરો આ સમયે કુદરતને એક કરી દેતી હોય એવો ભાસ થતો હતો!

સમય વ્યતીત થતાં વાર ન લાગી. તે વિચારમાંને વિચારમાં ઘણે દૂર નિકળી ગયો. તે થાક લાગવાથી એક લીંમડાના ઝાડ નીચે પત્થર ઉપર જઇ બેઠો.

સવિતા નારાયણ મધ્યાન્હે આવી લાગ્યા છે તે સમયે એક વેશધારી પુરૂષે બાગમાં પ્રવેશ કર્યો. તેણે ત્યાં આવી જોયું તો ચંદ્રશંકરને દીઠો નહિ. તેથી તે ભયભીત થયો. થોડી વાર વિચાર કર્યો પછી તે બાજુના અરણ્યમાં શોધ કરવા નીકળી ગયો. તે ખાડા ટેકરા વટાવતો તેની શોધ કરવા લાગ્યો.

ઉન્હાળાના સખ્ત ગરમીથી કંટાળી વેશધારી પુરૂષ નિરાશ થઇ ગયો હતો. એટલામા ત્હેણે એક ઝાડ નીચે મોટી શિલા ઉપર લમણે હાથ દઇ એક તરુણને બેઠેલો દીઠો. આ તરુણ કોણ હશે અને આવા અરણ્યમા મધ્યાન્હ સમયે એકલો કેમ બેઠા હશે. તે

જાણવાની ત્હેને સ્વભાવિક જીજ્ઞાસા થઇ, તેથી તે ત્વરિત પગલે ત્યાં ગયો. તેને જોતાંજ વેશધારી પુરૂષના હર્ષનો પાર રહ્યો નહિં. પણ પેલો તરુણ એટલા ઉંડા વિચારમાં ગરકાવ થઇ ગયો હતો કે, ત્હેની સમક્ષ કોણ છે. ત્હેનું તેને બિલકુલ ભાન થયું નહિં. અને પોતે શોકાતુર બની કલ્પાંત કરતો ગાવા લાગ્યોઃ—

ખંજરી જાત ઔરતની, કલેજું ચીરનારી છે;
કહ્રી કટારી પણ ઔરત, કલેજુ રેંશનારી છે;
વદુ બંદુક ઔરત પણ, જીગરને વીંધનારી છે;
ગણો જો તોપ ઔરત, જીગરને તોડનારી છે;
× × × × × × ×

"અરેરે ! પ્રભુ ! પ્રભુ ! !" કહી નિશાશો મુકતા ગાવાનું શરૂ કર્યુંઃ—

પડે છે છાતીપર પત્થર, પ્રેમીનો યે લતીજો છે;
મલેજો ખુદ મૌત આકર, પ્રેમીની યે હાલત છે;

કાંઇ નહિં ! એ સર્વ મારા કર્મનાજ ફળ છે, મેં એમને છૂટા મેલ્યા ન હોત અગર સાથે ગયો હોત તો ઠીક થાત; તેણે જેમ જેમ નિષ્ફળતા જણાતી ગઇ, તેમ તેમ એ વધારે ઉદાશ થતો ગયો. છેવટે નિરાશ થઇ, સુવાનો વિચાર કરતો હતો, તેવામાં તેની દૃષ્ટિ વેશધારી પુરૂષ ઉપર પડી, તરુણ અને વેશધારી પુરૂષની દૃષ્ટિ એક થઇ. દૃષ્ટિ એક થતાં વેશધારી પુરૂષ સ્થંભી ગયો અને તરુણને અનિમિષ નેત્રોથી નિહાળી રહ્યો. તરુણના નેત્રોમાં અશ્રુ જોઇને તે અધીરો થઇ ગયો. ત્હેણે પૂછયુંઃ-" ભાઇ કેમ રડે છે ? " તરુણ તેનો ઉત્તર દઇ શકયો નહિં. આમ અચાનક વિચિત્ર પુરૂષને જોઇ તરુણ ચમકયો અને થરથર ધ્રુજતો તેના સન્મુખ જોવા લાગ્યો.

આવનાર પુરૂષે માથાથી પગ સુધી સફેદ ઝભ્ભો ધારણ કર્યો હતો. તેના કૃતિમ દાઢી મુચ્છ તથા માથા પરના વાળ જોઇ ભયચકિત થયો.

" ચંદ્ર! ચંદ્ર, એક સાંભળવા જેવી વાત લાવ્યો છું. " તે વિચિત્ર મૂર્તિએ કહ્યું;

તે સાંભળવાને ઉત્સુક થઇ રહ્યો અને બોલ્યો–" કહો, કહો, શી વાત છે ? "

" ચંદ્ર, તારે સારુ એક સુંન્દર કન્યા શોધી કહાડી છે. "

એકદમ બોલી ઊઠયોઃ " બીજું શું ! ત્હમારે મહેનતના બદલામાં કાંઇ જોઇએ છીએ ? "

" ફરી પાછી મારી મશ્કરી ? તું કેવો માણસ છે ? "

" સારૂ સારૂ. આગળ બોલો, કન્યા કયાંથી શોધી લાવ્યા. "

" અંહીયાથી જ. તે બાજુના બાગમા છે. "

" કન્યાના માતા પિતા શું કરે છે ? "

" સ્વર્ગમાં આનંદ કરે છે. "

" એતો ઠીક નહિં. તમે શું સારૂ જોઇને સંબંધ કરવાનો ધાર્યો ! "

" કન્યાનું ડહાપણ અને કન્યાનું સ્વરૂપ લક્ષ્મી રૂપ છે. એજ કારણ સબંધ માટે મને લલચાવે છે. જેવી તે રૂપવાન છે એવી તે સરલ અને નિતિવાન છે. એવી કન્યા ગુમાવશો તો હાથમાં દીવો લઇને શોધવા જશો તોયે મળવી મુશ્કેલ છે. "

" કન્યા જો એવી સુંન્દર હોય તો તો વિચાર કરવા જેવી ખરી. "

" કન્યા વરને જોયા પછી જ પરણવાનું પસદ કરે છે. "

" એ તો વહેવારની વાત છે. "

" તો પછી એનો શો વિચાર કર્યો ? " ચાલો મારી સાથે પાછા તેને વિચાર સ્ફુરી આવ્યા અને બોલ્યો.

" હું તો લલિતા વિના અન્યની સાથે લગ્ન કરીશ નહિં. "

કેમ પાછુ ભૂત ભરાયું કે શું? ચાલ તને લલિતાજ મેળવી આપું. એમ કહી તેનો હાથ પકડી બાગ તરફનો માર્ગ લીધો.

## પ્રકરણ ૩૪ મું.

### લાલ બાગમાં લગ્ન.

નિદ્રાદેવી પોતાનું સામ્રાજ્ય સ્થાપી રહી છે. ઘુવડ, શિયાળ, સાપ, વગેરે પક્ષીઓ પોતાના ખોરાક માટે ચારો શોધતા આમતેમ ફરતા જણાય છે. આ સમયે બગીચાની અંદરના ભવ્ય મકાનમાં એક યુવક વિચારસાગરમાં નિમગ્ન થઇ બેઠો છે. તેના તરફ આપણી દૃષ્ટિ ફેરવીએ. એના સુંન્દર પ્રભાવશાળી ચ્હેરા ઉપર શોકની છાયા જણાય છે. એનાં હૃદયમાં કાંઇક દુઃખ થતું હોય, એમ એ થોડા થોડા અંતરે ઉંડો નિઃશ્વાસ મૂકે છે; તેની મુખમુદ્રા જોતાં સ્પષ્ટ દેખાય છે, કે તે કોઇ શ્રીમંતનું ફરજન છે. તેનું તેજસ્વી લલાટ જોઇ કોઇ પણ માણસને તેના તરફ દયાનો ભાવ ઉત્પન્ન થયા વિના રહે નહિં. તેની પાંસે એક છબી છે. તે યુવક વારંવાર તેને જોયા કરે છે. અને એનાં નેત્રોમાંથી અશ્રુની ધારા વહે છે. કેટલોક વખત વિત્યા બાદ રૂમાલવડે આંસુ લુંછી આત્મગત્ બોલ્યોઃ

લગ્નની જ્યોત જાગી, હૃદયમાં લ્હાય લાગે છે;
વિધાતા પુર્ણ થઇ વૈરી, જીગરને તું જલાવે છે;

અફસોસ ! ઓ વૈરી વિધાતા મેં ત્હારૂં શું બગાડયું છે કે તું મને આમ સતાવે છે. કયા જન્મનું તું વેર વાળે છે કે કાંઠે

આવેલું નાવ ડુબાડવા તૈયાર થઇ છે. પાછો છબીને હૃદય સાથે ચાંપીને તે વિચાર કરે છે—" ઓ હૃદયેશ્વરી, તું ક્યાં સંતાઇ ગઇ છે ? મારો કંઈ અપરાધ થયો છે ? શું ! તારા સંયોગનું સુખ આ નિર્ભાગીના લલાટમાં સરજેલું નહિં હોય ? "

નથી આશા નથી તૃષ્ણા, છતાં તું કેમ સતાવે છે;
મરેલા રંક બાળકને, વિધિ તું શીદ રડાવે છે.

હાય ! વિધાતા દેવી ! ત્હારા લખ્યા લેખ પ્રમાણેજ થશે ? મારી સર્વ આશાઓ નષ્ટ થઇ ગઇ, દેવી ! દેવી ! તું ખરેખર મારી વૈરી છે.

ચઢાવી ચક્કરે તારા બતાવી આશ તે પુરી;
બતાવ્યો રંગ તે પુરો, મુકી ગરદન પરે છૂરી.

" હા ! ઐશ્વરી ત્હારૂં નિર્મળ મુખ જોવા ક્યારે ભાગ્યશાળી થઇશ ! ત્હારા સ્નેહભર્યાં વચનો સાંભળી કયું હૃદય આનંદ પ્રફુલ્લિત નહિં થાય ! " યુવકના નેત્રો અશ્રુથી ભરાઇ ગયાં. આ યુવકનું નામ ચંદ્રશંકર હતું. સુખની આશાએ તે અહીં આવ્યો હતો; પણ દુઃખીના નશીબમાં સુખ ક્યાંથી ? પ્રેમી મનુષ્યોને શાંન્તિની આવશ્યકતા હોય, એ સ્વભાવિક છે. પરંતું એવું તો કવચિતજ હશે કે વિશ્રાન્તિ મળે, બાકી તો તેને દુઃખ અને ચિન્તારૂપી ચિતામાં બાળનાર અનેક કારણો સંગ્રહીજ મુક્યાં હોય !

એટલામાં કોઇના આવવાનો પગરવ સંભળાયો તે તરફ દૃષ્ટિ કરી તો સફેદ વસ્ત્રધારી પુરૂષની સાથે અન્ય બે નવીન વ્યક્તિને જોઇ તે સ્તબ્ધ થઇ ગયો. તેનાથી કાંઇ બોલી શકાયું નહિં. રાત્રી અંધારી હોવાથી તે નવીન મનુષ્યો કોણ છે તે ઓળખી શક્યો નહિ. તે એટલું તો જાણી ગયો કે નવીન આવનાર એક પુરૂષ અને

એક સ્ત્રી હતી. તેઓ કોણ છે તે જાણવાને વાંચકને જીજ્ઞાસા હશે, તો તે આ પરિચ્છેદમાં તેનો સ્ફોટ કરીશું. હાલ તો તેઓ શું કરે છે તે તરફ આપણું ધ્યાન ખેચીશું, તુરતજ સફેદ વસ્ત્રધારી પુરૂષ ચંદ્રશંકરનો હાથ પકડી પોતાની સાથે લઈ ચાલ્યો. તે આમ એકાએક ક્યાં લઇ જાય છે, તે પૂછવાની પણ તેની હિંમત રહી નહિં. ને તે તેમની સાથે મુગોમુગો ચાલવા લાગ્યો. તેની પાછળ પેલો પુરૂષ અને સ્ત્રી બન્ને ચાલ્યા ગયા. થોડે દૂર ગયા તો ચોગાન આવ્યું જ્યાં દશ બાર સ્ત્રીઓ લાલ લીલા રંગના આભુષણો પહેરી બેઠેલી હતી. બીજી બાજુએ બે બ્રાહ્મણો બેઠેલા છે. જેમની બાજુમાં પોતાના માતા પિતાને બેઠેલા જોઇ ચંદ્રશંકર શરમિંદો થઇ ગયો. ચંદ્રશંકરને વચ્ચમાં બેસાડયો જ્યાં તે નીચી દૃષ્ટિ કરી જમીન ભણી જોઈ રહ્યો. અગાઉથી કરી મૂકેલા સંકેત મુજબ બ્રાહ્મણોએ લગ્નના કાર્યનો આરંભ કર્યો. તેઓને અહી પડતા મૂકી ત્રણે જણ ચાલતા થતા.

આ સમયે એક છોબંધ ચોતરા તરફ આપણું ધ્યાન જાય છે. જ્યાં લલિતા સૂતી હતી. તેને અનેક વિચાર તરંગોએ ઘેરી લીધી છે, એટલે તેણે નિંદ્રા ક્યાંથી આવે જેમજેમ નિષ્ફળતા મળતી ગઇ, તેમતેમ એ વધારે ઉદાસી થતી ગઇ. હજી પણ એના નેત્રોમાંથી મોટાં મોટાં અશ્રુ ટપકતાં હતાં. લલિતા આ વખતે શોકાતુર દેખાતી હતી. તે વિચારમાં પડી પુનઃ બોલી ઉઠી.

નિરાધાર બાળાની તમે દિલમાં દયા ધરજો,
સ્નેહ સાચો હોય તો વ્હારે મારી આવજો;
જઉ છું વ્હાલા દેહતજી તમ વાટ જોતી સ્વર્ગમાં,
પ્રેમ મમ પર હોય તો આવી મળજો સ્વર્ગમાં.

કહેતાની સાથે રગેરગમાં લોહી ઉકળવા લાગ્યું. અને પુનઃ ક્રોધાવેશમાં આવી જઇ પોતાના બંન્ને હાથ ઉંચા કરી છાતી સાથે અફાળ્યા. તુરતજ ત્રણે જણુ તેની પાસે ગયા, લલિતાની દૃષ્ટિ તે મનુષ્યો ઉપર પડી, તેનાં નેત્રામાં અશ્રુ હતાં. તે આવનાર મનુષ્યોને જોઇ રહી હતી. તેના આવા વર્તનથી ત્રણે જણ ઘડી-ભર સ્થંભી ગયા અને બાલિકાના નેત્રામાં અશ્રુ દેખીને તેમણે અધીરા બની જઇ પૂછ્યું:–" બ્હેન કેમ રડે છે ! " બાલિકા એનો કાંઇ ઉત્તર આપી શકી નહિં. પણ એણે ફરીથી પોતાના હાથ ઉંચા ક્યાઁ. તેનું આવું વર્તન જોઇ ગભરાયા પણ સફેદ વસ્ત્રધારી પુરૂષ સમજી ગયો. એણે હસીને પૂછ્યું:

" બાળા, તું આમ દુઃખદ સ્થિતિ કેમ ગાળે છે તે કહે ચાલ હવે ત્હારા સુખનો સૂર્ય ઉદય થયો છે ? "

આ શબ્દો સાંભળી બાળા ચમકિ અને નિસ્તેજ ચ્હેરે બોલી–" અરે ! મ્હારી કથની શું કહું ? મ્હારા દુઃખની વાત કહી, અજાણ્યા માણુસને નાહક દુઃખી કરવાની મ્હારી મરજી નથી. "

બાળા, હુ અજાણ્યો માણુસ છું, છતાં મ્હારા ઉપર વિશ્વાસ રાખી તને હરકત ન હોય તો, મને ત્હારી વાતથી માહીતગાર કર.

મ્હારાથી બનતા પ્રયત્ને હું ત્હારૂ દુઃખ દૂર કરીશ

આ નવીન મનુષ્યના લાગણી ભર્યા શબ્દો સાંભળી ત્હેનું હૃદય પિગળ્યું અને નમ્રતાથી બોલી–" જો તમે મને મદદ કરવા ઇચ્છા રાખતા હો તો તમને મ્હારી બધી હકીકત કહેવામાં મ્હને કાંઇજ હરકત નથી. એમ કહી પોતાનું વૃત્તાંત શરૂ કર્યું

મને બાલ્યાવસ્થામાં મૂકી મારા પિતા સ્વર્ગે સિધાવ્યા. મ્હારા કાકા કાકીએ ઉછેરી મ્હને મોટી કરી, તેમને કાંઇ સંતાન નહિં

હોવાથી તેઓ મ્હારા પર અધિક પ્રેમ રાખતા હતા. મારા લગ્ન એક રાજનગરના ધનાઢ્યના પૂત્ર સાથે કરવા નિશ્ચય કર્યો. તેમાં હું વિરૂદ્ધ પડી. મેં મ્હારો સઘળો પ્રેમ ચંદ્રશંકર પર ઢોળ્યો હતો. જે હકીકત મેં સવિસ્તર કહી સંભળાવી છતાં તે પર કાંઇ લક્ષ આપ્યું નહિં. જેમના પર મારા ગુજરાનનો આધાર હતો, તેઓ મારી સાથે નિર્દયતાથી વર્તવા લાગ્યા. તેઓ પૈસાને બહુજ પૂજનારા હતા. જેથી ગમે તે રીતે મ્હારા લગ્ન ત્યાંજ કરી નાંખવાનો તેમને નિશ્ચય કર્યો. અને પોતાના વિચારમાં દૃઢ રહી લગ્નનું શુભ મહુર્ત લઇ જાન તેડાવી.

મ્હને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે હું ત્રાસી ગઇ અને હું મ્હારા ભવિષ્યના દુઃખદાયક વિચારોની કલ્પના કરતી હતી. તેવામાં એક બાઇએ આવી મ્હારો હાથ પકડી પોતાની સાથે આવવા જણાવ્યું, હું તેની સાથે રાતોરાત અહીં નાશી આવી, અને તે મને અહી મૂકી ચાલી ગઇ. જતી વખતે મને કેટલાક બોધના વચનો કહેતી ગઇ, અને મને મારા કાર્યમાં મદદ કરવાની સહાનુભૂતિ દર્શાવી પાછા આવવાનું કહી ગઈ હતી. છતાં હજી સુધી તે પાછી આવી નથી. આજે બે દિવસ થયા હું ભુખી તરસી અહીંજ રહી છું. તેણે મ્હારા સારૂ ખાવાનો બંદોબસ્ત કરેલો છતાં મને ખાવાનું બીલકુલ ભાવ્યુંજ નહિં. અને મ્હારે શું .કરવું ત્હેના વિચારમા ગરકાવ થઇ રહી હતી, ત્હેવામાં આપ અહી આવી પહોંચ્યા.

તે બાઇ કોણ હતી, તે જાણવાને મગનલાલ ઉત્સુક બની ગયા અને બોલ્યા:

" બ્હેન તું તે બાઇને ઓળખે છે ! "

લલિતાને કાને સ્વર આવતાંજ ગભરાઇ અને તેને ભય ઉત્પન્ન

થયો. અને વિચાર કરવા લાગી કેઃ-" નક્કી પાછું નવું વિઘ્ન આવી પડયું. તેના પૂર્વના સંસ્કાર પાછા જાગ્રત થયા; ને પોતે આરંભેલા કાર્યમાં કેટલી પાછી હઠી ગઇ છે, તેની સ્મૃતિ થતાંની સાથે, તેને એક કારમી ચીસ પાડી. " સ્તબ્ધ થઇ ઉભી રહી, તેણે બીજો એક માર્ગ રહ્યો નહિં. અહી આવી તો પણ " કર્મહીન જો ખેતી કરે, બળદ મરે કે સુકવર્ણ પડે. " એ કહેવત પ્રમાણે થયું. તે નિરાશ થઇ ગઇ. જ્યારે તેણે પોતાના કાકાને બરાબર ઓળખ્યા ત્યારે તેના મનને લગારે ચેન પડયું નહિં તે બહુ મુંઝાઇ ગઇ ! તરતજ તેને ચક્કર આવ્યાં. અને બેશુદ્ધ થઇ જમીન પર પડી. તેની આવી સ્થિતિ જોઇ મગનલાલ ગભરાયા. તેને પોતાના ખોળામાં લઇ વિલાપ કરતા બેઠાં. તેની જ્યારે મૂર્છા ઉતરી ત્યારે તે બોલી-"હૈં ! કાકા ? તમે અહીઆ શા માટે આવ્યા છો ? આ હીનભાગીને આથી પણ વિશેષ દુઃખી કરવા તમારી ઇચ્છા છે કે શું ? " લલિતાએ કહ્યું.

" બ્હેન તને વાંધો ન હોય તો મારી સાથે ચાલ, હું તને તારા કાર્યમાં મદદ કરવામાં કાંઇ ઉણપ રાખીશ નહિં."

" અરે ! હવે તે તમને કયાંથી દયા હોય કે મારા લગ્ન ચંદ્રશંકર સાથે કરવા કબુલ થાવ ! જુઓ તમારી એવીજ વૃત્તિ હોત તો મારે આમ શા સારૂ નાશી આવવું પડત. હવે મેં જેનો હાથ ગૃહણ કર્યો છે. તેને જ પરણવાની છું અને હજી પણ તમે મારીવિનંતી માન્ય કરશો અને મારા લગ્ન તેની સાથેજ કરશો તેની શી ખાત્રી ?"

" બ્હેન હું ઇશ્વરના સોગન લઇને હું કહું છું કે, ત્હારી ઇચ્છાનુંસાર તારા લગ્ન કરીશ. "

લલિતા આ શબ્દો સાંભળતાં આનંદિત બની ગઇ. છતાં તે એટલી બધી શરમાઇ ગઇ કે, મોઢેથી એક શબ્દ પણ બોલી શકી નહિં. અને કાકાનો હાથ પકડી ચાલતી થઇ, તેની પૂઠે પેલો સફેદ વસ્ત્રધારી પુરૂષ તથા સ્ત્રીએ પણ ચાલવા માંડયું. થોડીવારમાં તેઓ સ્વજન મંડળ આગળ આવી લાગ્યાં. અને જ્યાં ચંદ્રશંકર બેઠો હતો તેની સન્મુખ લલિતાને બેસાડી. તે નીચી દ્રષ્ટિએ ચંદ્રશંકરનું મુખ નિહાળી રહી હતી. થોડો સમય વિત્યા બાદ બ્રાહ્મણે હસ્ત મેલાપ કરાવ્યો. આ સમયે બંનેના મુખ કમળ પેરે ખીલી ઉઠયાં. તેઓ બહુ ઉત્સાહ અને પ્રસન્નતાથી એક બીજાના હાથ દાબતા હતા. આ શુભ સંયોગ સમયે, સ્ત્રીઓ મંગળ ગીત ગાવા લાગી. આનંદ પૂર્વક ચંદ્રશંકર સાથે લલિતાનું લગ્ન થયું. કુળદેવતાની પૂજા પુર્ણ થઇ ગયા પછી વરકન્યાયે સર્વેને દંડવત્ પ્રણામ કર્યા. સર્વે જણ તેની પ્રશંસા કરી. વરકન્યાને એકે અવાજે આશીર્વાદ આપતા, પરબ્રહ્મની પ્રાર્થના કરતા સકળજનો ધીમેધીમે સ્વગૃહ તરફ ચાલ્યા ગયા.

પ્રિય વાંચક! તે સફેદ વસ્ત્રધારી પુરૂષ ધનલક્ષ્મીનો ભાઇ દુર્ગાશંકર હતો. અને તેની સાથે આવી ચંદ્રશંકર તથા લલિતાને આવી દુઃખદ સ્થિતિમાં મદદ કરી લગ્ન સબંધ જોડાવી આપનાર લલિતાના કાકા મગનલાલ તથા તેની કાકી ધનલક્ષ્મી હતી.

વિવાહ થઇ ગયો. વરકન્યા અંતઃપુરમાં ગયાં. ત્યાં શું થયું તે અમે જાણુતા નથી, કારણ કે ત્યાં અન્ય વ્યક્તિને જવાનો અધિકાર નહતો. જેથી ત્યાંના સમાચાર કેવી રીતે પ્રકટ કરી શકીયે! પછીથી જાણવામાં આવ્યું તેનો સારાંશ એ છે કે, બંને પ્રેમીઓ આનંદ પૂર્વક અવિચળ પ્રેમથી રહેવા લાગ્યાં.

# પ્રકરણ ૩૫ મું.

## પાત્રોની પીછાણ.

સંધ્યાકાળનો સમય હોવાથી સુર્યનારાયણના અસ્તાચળ ગમન સાથે દિવસનો અંત આવ્યો. અલ્પ સમયમાં અંધકારનો પ્રતિકાર થતાં આકાશમાં તારાઓ પોતાનો ઝણુઝણાટ પ્રકાશી રહ્યાં. અત્યારે કૃષ્ણ પક્ષની ચતુર્થી હોવાથી નભોમંડળમાં ચંદ્રનો અભાવ હતો અને તેથી સર્વ દિશામાં અંધકારનો પૂર્ણ પ્રભાવ હતો. આવી નિ-શામાં મૃગ, રોઝ, ભુંડ, આદિ પશુઓના ટોળેટોળાં ભમતા હતા. વરૂ જેવા હિંસક વનપશુઓનો ભયંકર અવાજ કાને પડતો, અને અન્ય પશુ તથા જંતુઓ ફરતા હતાં. એવા સમયમાં કેટલાક મનુષ્યો અનેક પ્રકારની વિડંબના ભોગવતા ચાલ્યા જતાં હતાં. પરંતુ તેઓ ચાલતાં ચાલતાં આગળ પાછળ દ્રષ્ટિપાત કરતા હતાં. છતાં તેમની મુખમુદ્રાઓ દેખાતી નહોતી, ચાલો ત્યારે આપણે પણ તેમની પાછળજ ધીમે ધીમે ચાલતા થઇએ.

ધીમે ધીમે સમય વીતવા લાગ્યો રાત્રિના પ્રથમ પ્રહરના અંત સાથે દ્વિતીય પ્રહરનો આરંભ થયો. ચંદ્ર પોતાનું તેજ ઝાડની ઘટા-માંથી જમીનપર પાથરી રહ્યો હતો. લગભગ મધ્યરાત્રિનો સમય થયેલો હોવાથી અને આવા વનપ્રદેશમાં ચોર, લૂટારા, અને હિંસક પશુઓનો ભય હોવાથી અત્યારે કોઇપણ મનુષ્યનો સંચાર ન હોય એ સ્વાભાવિક હતું. તેવે પ્રસંગે એકાએક કોઈ સ્ત્રી રૂદન કરતી હોય એવો ભાસ આવ્યો, અને તત્કાળ તે દિશામાં વીજળીના વેગથી આગળ વધવા લાગ્યાં. કેટલો પંથ કાપી આગળ આવ્યા. ત્યાં એક મોટો સર્પ માગ રોકીને આડો પડેલો તેના મોં આગળ ફકીરનો

પગ પડયો. સર્પે ફુંફાડો મારી તેણે ડંશ કર્યો. ફકીરે એક-દમ કારમી ચીસ પાડી. જોગીની નજર તે સાપ પર પડી, તુરતજ પોતાની પાસેની લાઠી વતી સાપને મારી માર્ગ નિષ્કંટક બનાવ્યો. ફકીરની નસેનસમાં ઝેર પ્રસરી ગયું હતું. તે શ્વાસો શ્વાસ લેતો ભાગ્યા તુટયા શબ્દો બોલવા લાગ્યો. તેણે આમ એકાએક મોતના પંજામાં સપડાયેલો જોઇ, જોગણે ઉદ્દેશીને પૂછ્યું; હજી આપણે આ ફકીર કોણ હતો તેનું ઓળખાણ પડયુ નહિં. તુરતજ પોલીસ વચમાં બોલી ઉઠયો.

મહાદેવી ! તે ફકીર સ્થંભતિર્થનો ડીટેકટીવ ચીમનલાલ હતો. તેનું નામ સાંભળતાંજ જોગી તેના મોં તરફ જોવા લાગ્યો. તે વખતે સ્વધામ પ્હોચી ગયો હતો. તેણે આમ એકાએક મરેલો જોઈ જોગીને ખેદ ઉત્પન્ન થયો. અને તેની લાશને ઉઠાવી તેઓ બધા આગળ ચાલવા લાગ્યા. થોડીવારમાં તેઓ જ્યાંથી રડવાનો અવાજ આવતો હતો ત્યાં આવી પ્હોચ્યા એટલામાં હૃદયને વીંધી નાંખે તેવા અબળાના ઉદ્દગારો સાંભળવામાં આવ્યા—તે એક ધ્યાનથી સાંભળવા લાગ્યા;—

પતિ તજી દેશ છોડી, માત પિતાને કહ્યું નહિ.
હાય મારા હૃદયને, શાન્તિ હવે મળશે નહિ.

હાય ! આ દુર્ભાગીના લલાટમાં સુખ લખેલું કયાંથી હોય ! પતિને તજી દેશને છોડી વૃદ્ધ માતા પિતાને સુતા મેલી આ વિકટ વનપ્રદેશ સ્વિકાર્યો, અરેરે ! મેં ઘોર અપરાધ કર્યા. ઇશ્વર મને મારા ગુન્હાની માફી કેમ આપશે ! આમ તે પ્રશ્ચાતાપ કરતી. એટલામાં નંદે તેને સંબોધીને કહ્યું:

"મોહીની, મોહીની તું આમ નિરાશ ન થા, ત્હારા સુખ દુઃખનો સાથી હું છું; આવ ત્હારા બળતા હૃદયને શાંન્ત કર."

પ્રેમને ન્હાનાર વ્હાલી, શાથી તું રૂદન કરે;
હૃદય ત્હારૂ બાળીને, ક્યાં ઝુરી ઝુરી તો મરે;

મોહીની શાન્ત થા, ત્હારે આટલું બધું ભયને સ્થાન આપ-વાનું શું કારણ છે. વિધાતાએ ધાર્યું હશે તે થશે. એમાં મનુષ્યથી એક તૃણ પણ હલાવી શકાય તેમ નથી. મોહીની આવા કરૂણાજ-નક શબ્દો સાંભળી રૂદન કરતાં બોલીઃ—

નથી પ્યારી નથી વ્હાલી, નંદ એ લવારો છે;
શું કરવા કરે ચિંતા, શરીરનો એ ઘસારો છે.

નંદ વ્યભિચારી પુરૂષો અત્યાચારીજ હોય છે. તેઓ ભોળી સ્ત્રીઓને ફસાવી તેમનું સર્વસ્વ હરી લે છે. તેમનામાં લેશ પણ દયાનું બીંદુ હોતું નથી, આમ તેને રૂદન કરતી તથા પોતાના આ-ત્માને ધિક્કારતી જોઇ. જોગી પોતાની ધીરજ ગુમાવી બેઠો. અને પુનઃ મોટે સ્વરે બોલી ઊઠયો;

થયું પીંજર હવે ખાલી, પંખી ઉડી દૂર ચાલ્યું !
સ્નેહના માર્ગમાં જાતાં, પરાયા પારધીએ ઝાલ્યું !

આમ એકાએક કોઇને બોલતો સાંભળી બંને જણે સાવધ થઇ આસપાસ દૃષ્ટિ કરી તો કોઇને દીઠું નહિં. મધ્યરાત્રિએ આવા વન-પ્રદેશમાં કોઇને બોલતો સાંભળી તેમના હૃદય ભયથી કમ્પી ઉઠયાં, શાંન્ત ચિત્તમાં અનેક પ્રકારની ચિંતાઓ ઉપસ્થિત થઇ પૂર્વની વાતોનું સ્મરણ થતાં તેમનાં હૃદયમાં અસહ્ય વેદના થવા લાગી. હવે શું કરવું ? એમ ઉંડા વિચારમાં પડી ગયા; બંનેના હૃદયમાં એટલો બધો પ્રભાવ પડી ગયો કે, કોઇનાથી કશું પણ બોલી શકાયું જ નહિં. મોહીની પણ થોડીવાર સુધી ચૂપજ થઈ ગઇ અને સાંભળેલા શબ્દો

પર પૂર્ણ વિચાર કરવા લાગી, અંતે તે જેમ તેમ હિંમત એકઠી કરીને બોલી;–તમે કંઇ સાંભળ્યું અને તેના કહેવામાં શો હેતુ સમાયલો હતો ? તે તમે સમજ્યા " મને પૂછવા કરતાં એ વાત તમારા હૃદયનેજ પૂછી જાઓ ! " એમ કહેતાંજ નેત્રોમાં અશ્રુ વર્ષવા લાગ્યા.

" હૃદય કાંઇ પણ નથી કહેતું, " મોહીનીએ ગંભીરતાથી કહ્યું.

" ત્યારે કદાચિત્ તમારૂ હૃદય નષ્ટ થઇ ગયું હશે ? " નંદ બોલ્યો.

" એટલે ! " મોહીનીએ આશ્ચર્ય દર્શાવ્યું.

આ પ્રમાણેનો વાર્તાલાપ જોગી સ્થિર ચિત્તે સાંભળ્યા કરતો હતો તેના મોઢામાંથી એકદમ ઉદ્ગાર નીકળી ગયા કે;—

નથી તું રૂપને મ્હોતી, નથી કુળવાનને જોતી;
મોહીની કુલટા દેવી, નંદના ફંદને રોતી;

અરેરે! મને આવા ભયાનક જંગલમાં કુલટા કહેનાર કોણ હશે ? તે મારૂ નામ પણ જાણે છે. ખરેખર તે કોઇ ભેદી માણસ તો નહિ હોય. એમ કહેતાં એકાએક ઉભી થઇ ગઇ. તેણે આમ તેમ નજર ફેરવીને જોયું, છતાં કોઇ માણસ નજરે ન પડવાથી અને સર્વત્ર શાંતિ હોવાથી જે બાજુથી અવાજ આવ્યો તે તરફ ચાલતી ચાલતી ઝાડીનો ભાગ પસાર કરીને પેલા મનુષ્યોની લગોલગ આવીને ઉભી રહી તેની પાછળજ નંદ આવી ઉભો હતો, એનું તેને પોતાની લીનતામા લેશ માત્ર પણ ભાન રહ્યું નહિં. ને પોતાના મન સાથેજ બબડવા લાગી કે;—

" લોકો કહે છે કે, આત્મઘાત કરવામાં મહાપાપ છે અને આત્મઘાતિને મરણ પછી સદ્ગતિ પ્રાપ્ત થતી નથી. પરંતુ એ બધી

વાતો અને એ બધા વિચારો પુણ્યશાળીઓ માટે જ છે. પાપીઓ માટે નથી. અત્યાર લગનના મારા કૃત્યો એવાં છે કે, મરણ પછી પણ સદ્દગતિ મળવાની આશા નથી; ત્યારે મરણને શરણ થવામાં શું હરકત છે. દુનિયામાં પાપકર્મ કરી જીવવા કરતાં આત્મઘાત કરી મરવું વધારે સારૂં છે, તેને પોતાના મનોભાવને વ્યક્ત કરતા જણાયું કે, મારે વધારે વિચાર કરવામાં લાભજ નથી. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં શ્રી ભગવાને કહ્યું છે કે:—

' संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥ '

અર્થાત્ સંભાવિત માણસની અપકીર્તિ એટલે બે આબરૂ થઇ હમેશાં લોકમાં નિન્દા થાય, એ અપકીર્તિ મરણ કરતાં પણ વધારે નઠારી છે. હું બે આબરૂ થઇ, સ્ત્રીઓ માટે કુલટા જેવી બીજી કોઇ ખરાબ ગાળ નથી, તે ગાળનો વર્ષાદ મારા પર વરસવા લાગ્યો છે.

આવા વનપ્રદેશમાં પણ હમણાં મને કોઇએ કુલટા કહી હતી. મારા એક ભવમાં અનેક ભવ થઇ ચૂકયા છે, તો પછી હવે મારા જીવવાથી શું સાર્થક થવાનું છે. કેમકે જે જન્મ પામે છે, તેનું મોત નક્કીજ છે; તો તેને માટે શોક કરવો મને ઘટતો નથી.

મોહીની પૃથ્વીને ઉદ્દેશીને પુનઃ કહેવા લાગી કે;—" હે પૃથ્વી માતા મારા જેવી પાપીણીના પદસંચારથી તારે અસહ્ય બોજો વેઠવો પડતો હશે, છતાં તું તારી શાંન્ત પ્રકૃતિને અનુસરીને મને મારા અપરાધની ક્ષમા આપજે, અત્યારે મારી અવસ્થા મૂઢ જેવી છે—કારણ કે, મેં કર્મમાં મમતા રાખી જાતી ભ્રષ્ટ કરી હું પાપ કર્મમાંજ પ્રવૃત રહી તેથી જ મેં પોતેજ આત્મઘાત કરવાનો વિચાર કર્યો છે—માટે આ દુઃખી બાળાને જોઇ પાપની ક્ષમા આપ

જે! મારા કરેલા અનેક પાપો મારા અંતર આત્માને સળગાવી રહ્યા છે; અને પાપીઓની અંત સમયે કેવી સ્થિતિ થાય છે. અને તેનું કેવુ નઠારૂ પરિણામ આવે છે, એ દુનિયાની દષ્ટિયે પાડજે! હવે મારે તારા સિવાય બીજા કોઇનો આશ્રય નહિ હોવાથી હું તારે શરણે આવું છું, હવે આ નિરાધાર બાળાને તારા ઉદરમા સમાવી મારા પાપ કર્મોની મને ક્ષમા કરજે!" એમ કહી પોતાની કમ્મરેથી ખંજર કાઢી છાતીમા માર્યું. જોત જોતામા તેનો આત્મા આ ફાની દુનિયાનો ત્યાગ કરી પરલોકવાશી થયો. નંદશંકર મૂળથી જ તેણે ચાહતો હતો. એટલે એકાએક આમ મોહીનીના આપઘાતથી મૂર્ચ્છિત થઇને જમીનપર પડી ગયો.

જોતજોતામા બધા ખળભળી ગયા. ન? ધોતીયું અને સફેદ ઝભ્ભો પહેરેલા હતા, અને માથું ઉઘાડુ હતું. એનો રંગ ઘઉ વરણો અને શરીરનો બાંધો મજબૂત હતો. એના દેખાવ અને પોશાકપરથી કોઇ મધ્યમ વર્ગનો હોવો જોઇએ, એમ કોઇ પણ ધારી શકે

નંદશંકર મૂર્ચ્છામાંથી સાવધ તો થયો, પરંતુ થોડીવાર તેનાથી કશુ પણ બોલી શકાયું નહિં. તેની આંખ્યોમાં અંધકાર છવાઇ ગયો. તેના હૃદયમા અસહ્ય વેદના થઇ. તે બેભાન જેવો બની ગયો. તેને બોલવા ચાલવાનું લેશ માત્ર પણ ભાન રહ્યું નહિં. દુઃખ અને ચિંન્તાનો હૃદયમા કેવો કઠિન આઘાત થાય છે, એનો આજે નંદને પુરેપૂરો અનુભવ થયો તે પોતાના અત્યાચારો માટે મનમા પ્રશ્ચાતાપ કરવા લાગ્યો. જો મોહીનીના આત્મઘાતની વાત લોકોના જાણુવામા આવશે, તો પછી લોકો પણ મારા માથે કેવા ભયંકર આરોપો ઓઢાડશે.

" બસ, આજે આપણી અવધની સીમા થઇ ચૂકી. મોહીનીનો જીવ ગયો. મારી ધારણા ખરી પડી, તો પછી મારે પણ વધારે જીવીને દુનિયામાં વધારે નિંદાને પાત્ર થવું, એના કરતાં મરવુંજ વધારે સારું છે. "

ચિંતા અને શોકથી નંદ અડધો ગાંડા જેવો, બની, ગયો. હતો. અને તેથી મોહીનીના મૃત્ય દેહને વળગી પડી ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યો. તેના અગાઉના વિચારો એકાએક પલાયન થઇ ગયા. તેના અંતઃકરણમાં પોતાના અવિચારી કૃત્યોનો પ્રશ્ચાતાપ કરતો મોહીનીની છાતીમાંથી ખંજર ખેંચી લઇ પોતાની છાતીમાં મારી આત્મહત્યાનું સાહસ કર્યું.

જોગી એક ઉંડો નિશ્વાસ નાંખી શબ તરફ જોઇ બોલ્યો, " હા આપણે પરભવમાં મળીશું. " પણ બેઉની આત્મહત્યા માટે તેના મનમા અનેક જુદા જુદા વિચારો આવવા લાગ્યા. પણ જો તેઓને આત્મહત્યા કરતા અટકાવવાતે ગમે તેમ જીવને જોખમે પ્રયત્ન કર્યો હોત તો તેઓનો જાન બચત, પણ બનવાકાળ હતું તે તો બની ગયું હવે તે ન બન્યું થનાર નથી ! તે નંદ તથા મોહીનીના શબ તરફ તાકીને જોઇ રહ્યો. પણ તેવી આંખોમાંનું તેજ ઉડી ગયું હતું, જોગી તથા જોગણ તેમના શબ આગળ આવી ઉભા હતા. થોડીવાર તો બેઉ જણા ગુપચૂપ ઉભા રહ્યા, આ મુડદા અહીં પડયા છે તેનું શું કરવું છે ! સવાર થશે ત્યારે કોઇના જાણવામાં આવશે તો આપણે ફસાઇ શું ?

ફરી જોગીની નજર મુડદા ઉપર પડી કમકમાં આવ્યાં. તેનો ચહેરો તદ્દન ફીકકો પડી ગયો તેની આવી હાલત જોઇ તે જોગણ બોલી " અરે, કહો, કહો, શું છે ? "

કોઇ કાંઇ બોલી શક્યું નહિં, જોગી અને જોગણ જેમ જેમ મુડદા તરફ એકીટસે જોવા લાગ્યા, તેમ તેમ તેમના હૃદયમાં ભય, નિરાશા અને ચિંતાનો વધારે અને વધારે આવિર્ભાવ થવા લાગ્યો. અને તે ભય, નિરાશા અને ચિંતા એટલી બધી વધી ગઇ કે, તેમની છાયા તેમના મુખમંડળ પર પડતાં તેમનું મુખ સ્યામ દેખાવા લાગ્યું. અંતે બંનેના હૃદયમાં ચિંતા તથા નિરાશા અતિશય વધી જતાં મૂર્છિત થઇ જમીન પર પડયા.

કેટલાક સમય પછી જ્યારે તેમની મૂર્છા વળી અને તેમનાં શરીરમાં ચેતનનો આવિર્ભાવ થયો તે વખતે તેમને માલમ પડયું કે, પોલીસ અને સ્ત્રીઓ અદૃસ્ય થઇ ગયાં છે. આ ઘટનાએ તો તેમને અધિક આશ્ચર્યમાં નાંખી દીધાં. આ બનાવથી જોગી અને જોગણ અસહ્ય વેદના કિંવા દુઃખ ભોગવવા લાગ્યાં. અને તેમની બુદ્ધિ જાણે તેમને ત્યાગીને જતી રહી હોય અને તે પોતે ઉન્માદને આધિન થઇ ગયાં છતાં આવી અવસ્થામા પણ કાષ્ટ લાવી એક ચિતામાં ત્રણે મનુષ્યોના મૃતદેહોને અગ્નિદાહ કરી અશ્રુપાત કરતા તેમના શબને પ્રણામ કરી ઇશ્વર સ્તુતિ કરતા પોતાના ગામ તરફ માર્ગક્રમણ કરવા લાગ્યા.

થોડો વખત વિસાબાદ જોગી બોલ્યો; મહાદેવી ! તમારા મુખથી ધર્મ તથા નીતિની મોટી મોટી વાતો ઘણીક વખત મને સંભળાવવામાં આવી છે: પરંતુ તે વાતોને હું તો સમજી નથી શકતો; કારણ કે, ઇશ્વરે આપણું જે સુન્દર શરીર નિપજાવ્યું છે. તે કાંઇ દુઃખ કિંવા કષ્ટના અગ્નિમાં સળગાવી ભસ્મીભુત કરી નાંખવા માટે આપ્યું નથી. પણ પોતાના શરીરને સર્વ પ્રકારે સુખી રાખવાને પ્રયત્ન કરીયે તેમાં અધર્મ તથા અનીતિ જેવું શું છે વારૂ ?

જોગણે ઉત્તર આપ્યો, કપટ મહાશય ! હું તમારી પરિક્ષા કરવાને આટલો વખત તમારી સાથે નથી રહી, ફક્ત તમારી અજ્ઞાનતાને દૂર કરીને તમને સુખની પ્રાપ્તિ કરવા માટેજ તમારી સાથે રહી છું, એટલે હૃદયમાં કોઇ રીતે શંકાને સ્થાન આપવાનું કારણ નથી, ખોટી શરમને છોડી દેજો. એ તો, જુઓને પારકી મા જ કાન વીંધે. પોતાના કાન પોતાના હાથે વીંધી શકાતા નથી;

જોગીએ પોતાનું મુળ નામ સાંભળી આશ્ચર્ય ચકિત્ થઈ ગાંભીર્યથી પૂછ્યું. ' મહાદેવી ! આપ કોણ છો ? "

" હા, સ્ત્રીના સુખનું સાધન જે પતિ તે તમે છીનવી લીધો છે, અને તે તમારી પાસે છે, તેટલા માટે સુખના સાધનને મેળવી લેવાને હું તમોને ઉપદેશ આપી રહી છું, " જોગણ ક્રોધાવેશમાં બોલી.

" પુરૂષો પોતાની પત્નિ જીવતિ છતાં પોતાના ક્ષણભંગુર સુખ માટે પર સ્ત્રીને પ્રેમ સમર્પીને આનન્દને મેળવવાને યત્ન કરે, એટલે બિચારી સ્ત્રીની બધી આશાઓ નષ્ટ થઇ જાય છે. "

મહાદેવી ! આપ આ બધું શું કહો છો તે હું સમજી શકતો નથી. ' શું મેં આપના પતિને છીનવી લીધો છે ? '

હા.

તે ક્યાં છે ? જોગી બોલ્યો;

એ આ રહ્યા. જોગણે ઉત્તર આપ્યો.

જોગી ગુસ્સાના આવેશમાં બોલ્યો; ' બતાવલો તે ક્યાં છે ? '

જુઓ આ રહ્યા. એમ કહી જોગી તરફ આંગળી કરી પોતે જાહેરમાં આવી. સુલોચનાને જોતાંજ જોગી આશ્ચર્યથી બોલ્યો.

" કોણ પ્રિયે સુલોચના ! "

" હા, મારા નાથ આપની દાસી સુલોચના, "

કપટશંકર ઘડીભર સ્થંભી ગયો અને સુલોચનાને અનિમિષ નેત્રોથી નિહાળવા લાગ્યો. સુલોચનાના નેત્રોમાં અશ્રુ દેખી તે અધીરો થઇ ગયો, અને તેણે પુછ્યું:–" પ્રિયે, કેમ રડે છે ? "

સુલોચના એનો ઉત્તર દઇ શકી નહી, પણ પોતાના બન્ને હાથ ઉંચા કરી તેની ડોકે વળગી પડી. કપટશંકરે તેના નેત્ર લોહી નાંખતાં વિરકતભાવે પુછ્યું:–તારે આટલું બધું કષ્ટ શા સારૂ વેઠવું પડયું.

તમારા માટે, તમારા માટે,

" અહા, ઇશ્વરની લિલા વિચિત્ર છે; એનો મહિમા અગાધ છે જેને માટે તું દુઃખી થઇ જંગલ ભટકી તેની આજે સ્હેજમાં ઓળખાણ આપી. અહાહા, તારા જેવી સતિસાધવી મળ્યા છતાં પણ અત્યાચારમાં પડી, તારો ત્યાગ કરી તને રખડતી મૂકી ચાલ્યો ગયો. તેનું ફળ અવસ્ય મારે ભોગવવું પડશે હું ઇશ્વરના દરબારમાં ઘોર અપરાધી ઠર્યો છું. એમ પ્રશ્ચાતાપ કરતો હતો તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. આમ પોતાના પતિને દુઃખી થતો જોઇ આશ્વાસન આપતી સુલોચના બોલી:

" સત્યનો માર્ગ એક વાર ચુક્યા હોઇએ તોપણ પ્રયત્ન કરવાથી ફરીને મળી શકે છે, એ એક નિઃસંશય વાત છે; ખરાબ કર્મ કરવાથી નીચ ગતિ પ્રાપ્ત થાય છે. સારા કર્મ કરવાથી ઉચ્ચ ગતિ પ્રાપ્ત થાય છે. સારા અને નરસાં બન્ને કર્મોના ફળતો મળે છે જ તમારી આ ઉર્દ્ધ્વગામિની પ્રવૃત્તિનો સંયમ કરો, ચલિત ચિત્તને સ્વીકારી સ્થિર કરી લો અને અશાંતિને ત્યાગી શાંતિને સ્વીકારી લો. કારણ કે, જેઓ ભગવત્ સ્વરૂપથી અજાણ્યા છે છતાં નિશ્વાર્થપણે ઇશ્વર ભકિત કરે છે તેઓ સત્યમાર્ગમાંથી વિમુખ થતાં નથી. ઇશ્વર ભકિતનું એવું શુભ કર્મ છે કે તેને પરિણામે પરમાત્મા અને આત્માના અભેદનું જ્ઞાન થાય

છે. યોગી જે કામ યોગની પ્રક્રિયા વડે કરે છે તેજ કાર્ય મનુષ્ય ઇશ્વર ભક્તિથી પ્રાપ્ત કરે છે." આમને આમ માર્ગક્રમણ કરતા બીજે દિવસે સૂર્યાસ્ત સમયે ગામની નજદીક આવી પહોંચ્યાં.

જ્યાં મંદ મંદ શીતળ પવનની લહેરો આસ્વાદ આપી રહી છે. અને ઇશ્વિર ભક્તિની વાતો કરતે કરતે. સુલોચનાએ કહ્યું-"નાથ આતો આપનું ઘર આવ્યું !" બન્ને જણ ઘરમાં દાખલ થયા ડોસા ડોસીની નજર તેમના પર પડી અને તરતજ બોલી ઉઠયાઃ—"શું અમે આ સ્વપ્ન જોઈએ છીએ !" કોણ મારો કપટ, અને સુલોચના છે કે કોઇ બીજા! કપટશંકરની આંખમાં આંસું ભરાઇ આવ્યાં; તે માતા પિતાના ચરણમાં નમી પડયો અને બોલ્યો "હા ! મારા વૃદ્ધ માતા પિતા, હું તેજ તમારો કપટશંકર છું કે જે તમોને તરછોડીને ન્હાસી ગયો હતો! મારા દયાળુ માતા પિતા હું તમારો અપરાધી છું. હું ઘણો પસ્તાઉં છું ?

ડોસાએ પુત્રને ઉઠાડીને હૃદય સરસો ચાંપ્યો, અને તેના આંસું લોહી નાંખ્યાં, તેની માતાનું નામ રતનગવરી ને પિતાનું નામ કરૂણાશંકર હતું. તેઓ ઘણા શાન્ત ને ધાર્મિક હતાં. કપટશંકર અને સુલોચના નિરંતર પ્રસન્ન મુખે ઘરમાં રહેતા હતા. સુલોચના સાસુ સસરા વગેરેની સેવા કરતી અને તેને અને તેના પતિની વચ્ચે ગાઢ પ્રેમ સંધાયો. ડોસા ડોસી સુલોચનાના વખાણ કરવા લાગ્યાં. જે પુરૂષને આવી સ્ત્રી મળી હશે તેણે આ દુનિયામાં પણ સ્વર્ગજ મળ્યું સમજવું તેવા સુખને દેવો પણ ચાહે છે ! ધન્ય છે! આવી સુલોચનાને અને ધન્ય છે તેના મા બાપને ! અસ્તુઃ

